ૐ

હાસ્ય-વાટિકા.] શ્રી સરસ્વત્યૈ નમઃ [પુષ્પ:-૧ લું.

—: ગુજરાતી સાહિત્યના હાસ્યવિભાગમાં અનોખી ભાત પાડનાર :—

—— અર્થસૂચક પ્રહસન ——








1928

[ ... અને કન્યા-કેળવણીના વિષયો પર રમુજી શૈલીમાં ... કરતાં સાચાં સૂક્ષ્મ-ચિત્રો. ]

* આવૃત્તિ ૧ લી *

યોજક:—
શ્રી. "પુષ્પ."
વાડીફળીઆ
પજથીઆ શેરી,
સુરત.

ગ્રંથ-સ્વામીત્વના સર્વાધિકાર પ્રયોજકને સ્વાધીન છે.

* પ્રત ૫૦૦૦ *

પ્રકાશક:— રા. રા.
પરભુદાસ નાગરદાસ
કિનારીવાળા.
સૈયદપુરા,
સુરત.

સોલ એજન્ટ:—મેનેજર, બી. એસ. બ્રધર્સ.

"શ્રી નવજીવન પુસ્તકાલય."
પોલીસ લાઇન્સ સહામે, ટાવર રોડ-સુરત.

મૂલ્ય:—રૂપીઓ એક.

# -: નવલિકાની નામાવલિ. :-

| સંખ્યા. | વિષય. | |
|---|---|---|
| (૧) | ... મ્હારા બચુની આ... | [illegible] |
| (૨) | ... મ્હારા સમ. | [illegible] |
| (૩) | ... એમ કે ? | [illegible] |
| (૪) | ... તમારા સમ. ... ... ... | ૬૧- |
| (૫) | ... તમારા ભાભી. ... ... ... | ૬૯- |
| (૬) | ... ચંપાભાભીના ચીર. ... ... | ૯૩- |
| (૭) | ... મ્હારા વહુજી. ... ... ... | ૧૨૧- |
| (૮) | ... હુજીરાના હવાપાણી. ... ... | ૧૩ |



——: પુષ્પ વાટિકાનું બીજું પુષ્પ બે ઘડી મોજ વાંચો. :

પ્રયોજક:—શ્રી. "પુષ્પ." પ્રકાશક:—પરભુદાસ નાગરદાસ કિનારી
સોલ એજન્ટ:—"શ્રી નવજીવન પુસ્તકાલય" ટાવર રોડ, સુરત

મુદ્રક:—મણિલાલ ભગવાનદાસ.
મુદ્રણાલય:—શ્રી "મોઢેશ્વર" પ્રીન્ટીંગ પ્રેસ.
મુદ્રણસ્થાન:—બરાનપુરી ભાગળ, અંબાજી રોડ—સુરત.

આ ન્હાનકડા પુસ્તકમાં પોતાના ચિત્ર–બ્લોકો વિનામૂલ્યે વા. દેવા બદલ "પ્રતાપ" પત્રના તંત્રીશ્રી ભાઈ કાલિદાસ શેલતનો તથા મકરસંક્રાં અચૂક વાયદાસર આ ચોપડીની આટલી પ્રતો કેવળ ટૂંકા મશીન ઉ આટલી ઉમદા રીતે છાપી આપ્યા બદલ "મોઢેશ્વર" પ્રી. પ્રેસના માલીક કંપોઝીટરોનો અત્રે ઉપકાર માનવાનો અમે નથી ભૂલી શકતા.

# બે બોલ.

પ્રિય–વાંચક !

સાહિત્યવાટિકાની સર્વોત્તમ વેલી ઉપર ઉગેલું આ મ્હારું ગુચ્છ–ફૂલડું હું આજ ભગવતી બ્રહ્મતનયાના પૂજનથાળમાં પધરાવું છું. હે શારદા ! એની પ્રેમભીની પવિત્ર પરિમલ આજ હિંદુ-સંસારને પહોંચાડે !

હિંદુ સંસારનાં સડેલાં અને સ્વર્ગીય (Black and white) બન્ને પ્રકારનાં સજીવન ચિત્રોનો ચિતાર આ ન્હાકડી નીતિભરી કથાઓમાં ગૂંથી કુમાર અને કન્યાકેળવણીના વિષય ઉપર મ્હેં શૈલીમાં ચર્ચા અને ટકોર કીધાં છે.

છતાં એમાંનાં સંસ્કારી અને સસ્કારહીન ચિત્રો પુરસદને બેસી બનાવી કે જોડી કાઢવામાં આવ્યાં નથી, તેમ કેવળ કાને કે પુસ્તકમાં વાંચેલી જ વાતો એમાં ચિતરી નથી, પરન્તુ નરી આંખે જોયેલી, અને સાક્ષાત્ અનુભવેલી એવી જ ઘરગથ્થુ કથાઓ છે. એમાંની વસ્તુ અને પાત્રો આંખો આગળ તરવરે છે. એટલુંજ નહિ પણ હજુ આ સંસારમાં જીવતાં ને જાગતાં હયાત છે. વાડીકરૂઉપરાંત એ એકેએક સત્યઘટનાત્મક સંસારકથાઓ હિંદુસ્થાન મિત્ર, ગુજરાતી કેશરી, ગાંડીવ, ઇત્યાદિ પ્રસિદ્ધ વર્તમાનપત્રોમાં રૂપમાં એક વાર સ્થાન પામી ચૂકેલ છે.

પુસ્તકમાં ચર્ચાયલા સ્ત્રી-શિક્ષણ યાને કન્યા-કેળવણીના સંબંધમાં વિચારો ઉપરથી કોઇ પણ જાતનો એકતરફી અભિપ્રાય બાંધી પહેલાં હું પ્રત્યેક વાંચકને મ્હારાં આ પ્હેલાં બ્હાર પડેલાં “ ઘેરની ભાગ ૧–૨, સમાજની સખા ૧–૨, તથા અભાગીની લક્ષ્મી—એક બાળવિધવા ” એ ત્રણે સામાજીક પુસ્તકો ખાસ વાંચી જવાની ભલામણ કરું છું.

હું જેમ જુની રૂઢીને વળગી રહેનાર (જડ પકડી બેસનાર–જુના વિચારનો) નથી, તેમ નવા સુધારાને વખોડનાર પણ નથી. કન્યા-કેળવણીનો હું ચુસ્ત હિમાયતી છું, એટલુંજ નહિ પણ ભારતના વીર પુરૂષોની એ જનનીને અભણ અને નિરક્ષર રાખવાની જુની-જંગલી પ્રથાનો કટ્ટો શત્રુ અને હડહડતો વિરોધી છું. કુમાર અને કન્યાને આપવામાં આવતાં સ્વતંત્રતાના શિક્ષણ હેઠળ વિદેશી પ્રણાલિકાની શિક્ષણપદ્ધતિ મુજબ સ્વચ્છન્દતાના શિક્ષણ સ્હામેજ મ્હારૂં બંડ છે. સ્ત્રીઓને ગૃહ-શિક્ષણ અને ધર્મજ્ઞાન એ મ્હારો પ્હેલો દાવો છે. અક્ષતયોનિની બાળવિધવાઓના પુનર્લગ્નની અને સ્નેહલગ્નની તરફેણમાં છું, છતાં વર્ણાંતર અને ધર્માંતર લગ્નનો હું હિમાયતી નથી. (પ્રજા વર્ણસંકર ઉત્પન્ન થાય, એટલા માટે!)

હું એમ પણ નથી કહેતો, કે એને આખો દિવસ ઘરમાં ગોંધી રાખો. ઘરકુકડી બનાવો, અગર તો એને લાકડે-માકડું વળગાડી પ્રેમ અને રસહીન એવી સળગતી સંસાર-ચિતામાં જીવતી હોમી દયો, તેમ એમ પણ નથી કહેતો, કે એને બી. એ. અને એમ. એ. બનાવો, વિદેશી રંગમાં રંગાવો, વિલાયત મોકલો, ધારાસભાની ખુરસી મેળવવા ઉમેદવારી કરાવો, એની પાસે સ્ટેજ ઉપર ચઢી ભાષણો કરાવો, કે સ્ત્રી-સ્વતંત્રતાના લેખો લખાવો. હું એમ પણ નથી કહેતો કે, એને ધણીની એઠી થાળીમાં જમાડો, પતિના પગ ધોઇ તે પીવડાવી પતિ-ભક્ત બનાવો, તેમ એમ પણ સલાહ નથી આપતો કે લવમેરેજ અને ચોઇસમેરેજ (સ્નેહલગ્ન)નાં ખોટાં નામ હેઠળ વર્ણાંતર લગ્ન કરાવો! સ્વધર્મ પર પાણી ફેરવાવો! મ્હારૂં એમ પણ કહેવું નથી, કે એમના કપાળમાં ફરજીયાત વૈધવ્ય-પાલનનો જીંદગીભર સિક્કો ઠોકો! તેમ એમ પણ નથી કહેતો કે એમને મરજીયાત સ્વચ્છંદતા દઇ વેશ્યાઓની માફક એમની વિષયલાલસાને પુનર્લગ્નને નામે પોષો! (પુનઃ પરણનાર સ્ત્રી-પુરૂષ બંનેને માટે!)

કેવળ મ્હારો તો એટલોજ નમ્ર અને અનુભવી અવાજ છે, અભિપ્રાય છે, કે આજકાલના ભારતના માંદકાંગલા ભાગ્યવિધાતાઓને જન્મ દેનાર નાજુક હૃદયની, ન્હાની અને નબળી એવી જનેતાઓને શિવાજીની માતા જીજીબાઇ અને જશવંતસિંહની રાણી મહામાયા જેવી ધર્મપ્રેમી, સ્વદેશપ્રેમી, અને કમરપટામાં કટાર ખોસી ફરનાર મજબૂત મનની અને તનની એવી વીરાંગનાઓ બનાવો! વીસમીસદીની વિલાયતી કેળવણીની એમને જરૂર નથી, અત્યારે તો એમને ભારતની એ પ્રાચીન પતિવ્રતા, સતીઓ અને રણચંડી વીરાંગનાઓના ઇતિહાસ અને ચરિતોના શિક્ષણની જરૂર છે. દેશોદ્ધારની ચાવી તમારા દેશમાંજ છે, વિલાયતમાં નથી. તમારો અને તમારી ભૂમિનો ઉદ્ધાર તમારીજ માતૃભાષા, ધર્મશાસ્ત્રો અને રહેણીકરણીમાં છે, પરદેશી ભાષાજ્ઞાનના શેકસપીઅર અને ટેનીસનનાં પ્રણયપોથાં ચુમવામાં નથી, એ નક્કી માનજો. જેને કાન છે એ સાંભળશે, આંખ છે એ અવલોકશે, હૃદય છે એ સમજશે અને સ્વતંત્રતા છે એ અનુસરશે. અંતરાત્માનો આ અનુભવી અવાજ ભલે ભીંતને અથડાઈ પાછો ફરે, કયાં તો લાખ્ખો ટીકાકારોના કાનમાં ગણગણે! જેને દુનિયાની દરકાર છોડી, માથું મૂકીને વાત કરવી છે, તેને પછી એ પરવા શી?

અંતમાં મુકસેલરોની દુનિયામાં આજ જે અને જેવું જોઇએ છે, તે મ્હારી પાસે આપવાનું (આમાં) ન હોવાથી આ પ્હેલવ્હેલું સાહસ મ્હેંજ મ્હારા પગ ઉપર ઉભા રહીને ઉઠાવ્યું છે. પ્રભુ! મ્હને એમાં ફત્તેહમંદ કરી મ્હારા આ ઉત્સાહને નવું બળ આપે! એ આશા અને અભ્યર્થના સાથે વિરામનો,

સંવત્ ૧૯૮૪ મકરસંક્રાંત.

ભવદીય:— "પુષ્પ."
ગમનલાલ હીરાલાલ બક્ષી,
વાડીફળીઆ, પગથીઆ શેરી—સુરત.

# આભાર-દર્શન

[ આ પુસ્તકમાં પોતાની જાહેરખબર આપનાર તેમજ એકથી માંડીને તે પચીસની અંદર સુધીની નકલોને માટે આગળથી નામ નોંધાવનાર પરિચિત તથા અપરિચિત એકેએક બાનુઓનો અત્રે આભાર માનવામાં આવે છે. અને જે જે જાની દોસ્ત બિરાદરોએ અમારે માટે રાતદિવસ તનતોડ મહેનત કરી અમને ઉપકારના બાર નીચે આણ્યા છે, તેમનો બદલો તો અમે કોઈ પણ રીતે વાળી શકવા સમર્થ નથી. તેમ છતાં ફુલ નહિ તો તેની પાંદડી પ્રમાણે અમે એમની નામાવલિ નીચે પ્રસિદ્ધ કરી યત્‌કિંચિત્ સંતોષ માનીએ છીએ.

| નામ | | ગામ | નકલ |
|---|---|---|---|
| રા. રા. કાન્તિલાલ પરભુદાસ કિનારીવાળા | ... | સુરત | ૨૫૦૦ |
| બી. એસ બ્રધર્સ ... | ... | ,, | ૫૦૦ |
| રા. રા. દુર્ગાશંકર પ્રાણજીવન દવે ... | ... | લખતર | ૨૦૦ |
| શ્રી. ચંપકલાલ નરોતમદાસ કાપડીઆ | ... | સુરત | ૨૨૫ |
| શ્રી. સાકરલાલ મકનજી દમણવાળા | ... | અજમેર | ૧૦૦ |
| શ્રી. બાબુલાલ પરસોતમદાસ શેઠ | ... | ચીખલી | ૧૦૦ |
| શ્રી. બાબુલાલ પરસોતમદાસ મહેતા | ... | ,, | ૫૦ |
| શ્રી. ચુનીલાલ છબીલદાસ પારેખ | ... | સુરત | ૫૦ |
| ધી પારેખ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ | ... | ,, | ૫૦ |
| શ્રી. અંબાલાલ કેવળરામ ભટ્ટ | ... | અમદાવાદ | ૫૦ |
| શ્રી. ચંપકલાલ કાળીદાસ મોદી | ... | રંગુન | ૨૫ |
| શ્રી. નટવરલાલ ધીરજલાલ શેઠ | ... | નાગપુર | ૨૫ |
| શ્રી. મગનલાલ ત્રીભોવનદાસ મહેતા | ... | સાન્ટાક્રુઝ | ૨૫ |
| શ્રી. અતિસુખલાલ મગનલાલ કાપડીઆ | ... | મુંબઈ | ૨૫ |
| શ્રી. વંદ્રાવનદાસ નારણદાસ ... | ... | સુરત | ૨૫ |

ભવદીય, ઉપકૃત—**સુમનલાલ પ્રાણજીવનદાસ શ્રોફ.**

મેનેજર:—"શ્રી નવજીવન પુસ્તકાલય," ટાવર રોડ-સુરત.

શ્રી

# —મરણાંજલિ !—

ૐ

## સદ્‌ગત ભાઈ હરિલાલ જીવણલાલ ઠક્કર.

મૂળ સંસ્થાપકઃ—"શ્રી નવજીવન પુસ્તકાલય." સુરત.

સૂર્યપુરનાના એક વેરાન સ્થાનમાં એક સજીવ બીજ ધૂળમાં રગદોળાતું હતું. કોઇને એની દરકાર ન્હોતી. બધાંય એને એ વખતે પગ નીચે છૂંદી ચાલ્યાં જતાં હતાં. ત્હને એની ઉપર મમતા થઇ, ત્હેં એને હાથમાં લીધું. જતને જાળવી એ રતનને ત્હેં ત્હારી નવજીવન વાટિકામાં વાવ્યું. જાતમહેનતથી પાણી સીંચતાં એમાંથી એક મનોહર પુષ્પ–વેલી ફૂટી. ધીરે ધીરે એને પાંદડાં આવ્યાં. તે પછી એ લતા ઉપર એક ન્હાનકડી કલિકા ખીલી. ત્હારાં અધીર હૃદયે એને હર્ષાવેશે ચૂંટી–સુંઘી.

અને એજ ધન્ય ઘડીથી એ વેલીના માન વધ્યાં! એ ઉત્સાહ ભેર આગળ ને આગળ ફાલવા–વધવા લાગી. એની ઉપર અનુક્રમે એક પછી એક એમ પચ્ચીસ પુષ્પો પ્રફુલ્યાં, ત્હેં એ કોઇને ન આપતાં બધાં જાતેજ ચૂંટયાં અને સુંઘ્યાં.

પણ કાળની ગતિ ગહન છે. વિધાતાના લેખ અમર અને અસાધ્ય છે. તે પછીના તમામ ફૂલડાં ત્હારાથી ન ચૂંટાયાં! ન સૂંઘાયાં! અને આજ ઘણે દિવસે એજ ત્હારી પોષેલી પુષ્પ–લતા ઉપર એક અણખીલી કળી ખીલી છે, પણ આજ એનો જતન કરનાર, એને સૂકાતી અને કરમાતી પારકાની દયા ઉપર છોડી ગયો છે. અને કોઇ પરાયો એને ચૂંટી લે, સૂંઘી લે એ પહેલાંજ એ પોતાની મેળે ત્હારા પગ ચૂમવા ખરી પડે છે.

—: એજ કલિ આજ સજીવ છતાં નિર્જીવ જેવી છે :—

* એની પાંદડીએ પાંદડીએ અશ્રુની આછી ભિનાશ નીતરે છે * "પુષ્પ"

# આભાર-દર્શન.



મ્હારા આ પ્રથમ સાહસમાં પ્રકાશક તરીકેની મ્હોટામાં મ્હોટી મદદ આપનાર રા. રા. પરભુદાસ નાગરદાસ કિનારીવાળા એક વયોવૃદ્ધ અને અમદાવાદી દશા પોરવાડ વણિક જ્ઞાતિના ઉદ્ધાર માટે મથતા આગેવાન ગૃહસ્થ છે. એમને અને મ્હારે મુદ્દલ પણ પરિચય ન હોવા છતાં કેવળ મ્હારી કૃતિઓના વાંચન ઉપરથીજ એમણે મ્હને મળવાની ઉત્કંઠા દર્શાવી અને અમારા આ પ્રથમ મીલનનું ફળ તે આજ આ પુસ્તક રૂપમાં બહાર પડે છે.

એઓ કોઈ મ્હોટા ધનવાન નથી, છતાં એમને સાહિત્ય-પૂજનનો જબરો શોખ છે. એમનામાં ઉત્સાહ, આશા પ્રેરણા અને અભ્યુદયની ધગશ છે. એઓ જાતે પણ અનુભવી લેખક હોઈ કથીર અને કાંચનની પરીક્ષા તેમજ કદર કરી જાણે છે. ફૂલ નહિ તો ફૂલની પાંદડી ! એમનાથી જે કાંઈ બન્યું તે એમણે મ્હારા આ આશાભર્યાં શારદા-પૂજન થાળમાં અર્પણ કર્યું છે, અને ભવિષ્યમાંય બનતી મદદ કરવા વચન આપ્યું છે. એ મુરબ્બીતુલ્ય ઉદારચરિત અને સાહિત્યપ્રેમી સાચી સદ્‌ગૃહસ્થનો અત્રે આભાર માનતાં ઈશ્વરને એટલુંજ પ્રાર્થીશ કે એમને દીર્ઘાયુ દે ! અંતરના અધૂરા અરમાન પૂરા કરવા હજુ અમને એમની તરફથી આગળ ને આગળ આશા અને ઉત્સાહ રહે !

* * * * * *

મ્હારા આ સાહસને બીજા નંબરનું ઉત્તેજન આપનાર લખતરનિવાસી ભાઈ દુર્ગાશંકર પ્રાણજીવન દવે છે. સહુજ પણ અંગત પરિચય વિના કેવળ અમારા એક સ્નેહીના શબ્દોનેજ માન આપી એમણે આ ઉગતા લેખકની આશાને ૨૦૦ નકલ ખરીદી ઉત્તેજન આપ્યું છે, એટલુંજ નહિં, પણ એ ઉદાર ગૃહસ્થે એ સર્વ નકલો પોતાના ગામની શાળામાં છોકરા-છોકરીઓને કેળવણીના પ્રચારાર્થે મફત વ્હેંચી છે. એમનોય આભાર માનીએ એટલો ઓછો છે.

* લેખક. *

* પુષ્પ પહેલું. *

# મ્હારા બચુની બા

[ હિન્દુ-સંસારનું એક સળગતું ચિત્ર ! ]

— ૦ —

પ્રયોજક:—"પુષ્પ."



મુંબઈ. 'હિન્દુસ્થાન.'ના ૨૯—૯—૨૫.

# પુષ્પ પહેલું. મ્હારાં બચુની બા.



ના...મ્હારા સમ.”

“ઉં...હું.”

“અરે! એમ તે કંઈ ચાલે કે?”

“માફ...કરો...મ્હારાથી...”

“ત્યારે તો નહિ જવા દઉં...પ્હેલાં આવવાનું વચન આપો. પછીજ......”

“બાપ! નાહકનો આગ્રહ ન કરશો. મ્હારાથી બને એમ નથી.”

“તે કંઈજ નહિ. આવવાનું અને તે પણ પાછું સજોડે. શું સમજ્યા?”

“ભલે, હાલ તો જવા દ્યો. જોઇશ.”

"ભલા ! આજનો દિવસ નહિ જાવ તો નહિ ચાલે ?"

"કેમ, શું છે ? બળ્યું. તમે છ–છ કલાક બ્હાર રખડીને આવ્યા, અને અમે આખા દિવસના ઘરમાં ગોંધાયલા–અકળાયલાં ઘડી બે ઘડી બ્હાર દેવ–દર્શને પણ ન જઈએ ? એમાંય "ક્યાં ચાલ્યાં ?" પૂછવાનું ! હાજરી લેવાની !"

અને હું મ્હારાં આ જગદંબાને હવે શો જવાબ વાળું ! જે સ્નેહ અને પ્રેમના ઉમળકાથી હું એમને સ્નેહીને ત્યાંના આમંત્રણમાં જવાના હર્ષ–સમાચાર કહેવા આવ્યો હતો, તે મનની મનમાંજ સમાઈ ગઈ. મ્હારાં હોઠ બીડાઈ ગયાં, અને એટલામાં તો ઝોળીમાં સૂતેલો મ્હારો ન્હાનકડો કીકલો બરાડી ઉઠ્યો: "ઉ...આ...ઉં...ઉ...આ...ઉં..."

મ્હારી અર્ધાંગનાએ એને બે ચાર સરસ્વતી સંભળાવતાં પાંગોઠું પકડી બ્હાર કાઢ્યો. એમના દર્શનનો ટાઈમ જતો હતો, અને નીચે એમને પાડોશણની સહી ખોટી થતી હતી. એવો ને એવોજ બરાડતો કીકલો એણે હાથમાં લીધો. હું પાસેજ ઉભો હતો. એટલે મ્હારા હાથમાં ઝીક્યો:

"લ્યો. એને જરા રમાડજો, એટલામાં હું દર્શન કરીને આ...આવી..."

"પણ આ રડે છે...તેનું..."

મ્હારા શબ્દો સાંભળવા ન થોભતાં એ બારીએ ડોકાઈ: "અલી નિર્મળા ! ચાલ, તૈયાર થઈ કે ?"

"એ...હા. ચાલો, તમે તાળું વાસીને નીચે ઉતરોને. કેટલી વાર !" નિર્મળાએ નીચેથી જવાબ વાળ્યો.

"નાણું આજ નથી દેવાનું. આજ તો એ ઘરમાંજ છે. લે... ચાલ...આ...આવી."

"પણ આ રડે છે. એને સાથે..."

"બજારીયામાં દૂધની સીસી છે...જરા લઈને આમ તેમ ફેરવોને! ઉભા શું રહ્યા છો!" કહેતાં દેવીએ બારણું વસાવવા માંડ્યું:

"પરન્તુ તું આ પાપને સાથે લેતી જા. મ્હારે તો જરા બહાર જવું છે." મ્હેં છેવટે કંટાળાને બૂમ મારી.

"હમણાં ને હમણાં શું વહી જાય છે! હમણાં તો બહારથી આવ્યા. જરા તો ઘરમાં ઠરી ઠામ બેસો. મ્હને ને શું બાર કલાક થવાના હતા! આ...ઉભે પગે આવી."

"પણ મ્હને તો ખાસ..."

"તો જાવ. સાથે લઈ જજો."

ને બસ, ઇ..તિ..શ્રી. મ્હારા મોઢાના શબ્દો મોઢામાંજ રહી ગયાં. એ તો વિજળી જેમ આકાશમાં ઝબકી ઉડી જાય, એમ પાપણના પલકારામાં ઉપડી ગઈ. જ્યારે મ્હારાં ફાકલાંએ તો રામ નામની પોક મૂકી ઘર ગજાવી મૂક્યું. **મ્હારાં બચુની બા!** આ ઘેર બેઠાં ગંગા જેવાં દેવના દર્શન કરવાને બદલે, પત્થરના જડ દેવતાના દર્શન કરવા દોડી ગયાં. મ્હને બહુએ થયું, કે "આજનો દિવસ એ ન જાત, તો શું થઈ જવાનું હતું!" પણ અફસોસ! નસીબ બે ડગલાં આગળનું આગળ! પ્રભુ! પ્રભુ!

આખરે એ રડતી બલાને છાતી સાથે વળગાડી થાબડતાં ને છાના રાખતાં સ્નેહીને ત્યાં જવાનો વિચાર મ્હેં માંડીજ વાળ્યો. અને

" ચાંદા પોળી...ઘીમાં બોળી...ન્હાના છોકરાંને કકડો પોળી...સે રે મોદ્દા હપ્પા..." એવું એવું બકતો મ્હારાં બચુને રમાડવા લાગ્યો. સ્નેહીને બહુ બહુ આગ્રહ મ્હેં શા માટે કરાવ્યો હતો? તે તો વ્હાલા વાંચનાર! હવે તમે સમજી ગયા હશો. ઘરમાં તમારાં ભાભી પ્હેલા નંબરના પતિવ્રતા મળ્યાં હતાં!

પાસ્સા સાડાત્રણ કલાકના મહા(દેવ)દર્શન પછી બરાબર સાંજના સાડાઆઠ વાગે એ દર્શને ગએલ દેવી ઘેર આવ્યાં, જ્યારે સેવક કીકાને ઝોળીમાં સુવડાવી હીંચકો નાખતા હતા. વચ્ચે વચ્ચે કોઈ ન સાંભળે એમ એને રડતો બંધ રાખવાને "ભાઈ તો મ્હારો ડાહ્યો...ને પાટલે બેસી ન્હાયો..." એવાં એવાં હાલરડાં પણ બબડતો હતો. ત્યાં તો ઝાંઝર ઝમકયાં. મ્હેં મોંઢ ફેરવી; તો થાકીને આવેલાં અમારાં ઘરવાળાં!

"કેમ! આજ કાંઈ આટલું બધું મોડું?" એમ હજુ તો હું એમને પ્રશ્ન કરૂં, તે પહેલાં તો લુગડાં બદલતાં બદલતાં એમણેજ મ્હારી હાજરી લેવા માંડી: "હજુ, કયારના એમનેજ લઇને બેસી રહ્યાં છો? મ્હને આવતાં જરા વાર લાગી તો સગડીમાં બે ચાર કોલસા નાખી દીવાસળી તો મૂકી રાખવી હતી? એમાં શું ભાર પડવાનો હતો? બેઠાં બેઠાં કંઈ વધવાના હતા! લ્યો...ખસો..." શ્રીમતી ઘોડીઆં પાસે આવ્યાં: "લાવો, એ હવે ભૂખ્યો થયો હશે. જાવ, હું એને જરા લઉં ત્યાં સુધીમાં પેલી સગડીમાં પાંચ કોલસા નાખી ચેતાવી દયો, ને પેલા ડબ્બામાંથી એક વાડકો ચોખા...પેલી થાળીમાં કાઢી, આપી જાવ. લાવો, હું બેઠી બેઠી વીણી આપું. અને પછી...પેલી ગગડી જરા ચેતે, એટલે પેલી તપેલીમાં આધરણનું પાણી મૂકી દેજો."

ઉપરાઉપરી ઓર્ડરો એમના શ્રીમુખમાંથી એકી સાથે બ્હાર પડવાં લાગ્યાં. અને હજુ તો હું સગડીમાં કાકડી મૂકું, ત્યાં તો વળી એમનો ક્રુદ્ધ સ્વર કાને પડ્યો: " બારણું સાડાબાર વાગ્યાં. ઘરમાં રહ્યાં છતાં એટલીય કાળજી નહિ. બેઠાં બેઠાં જરા ફાનસ લૂંછી દીવો કરતાં શું થતુ હતુ ! રે'વા દ્યો એને...પેહલાં જરા દીવો કરો. "

ગૃહપતિ હોવા છતાં અર્ધાંગિનિ લગતાં એકેએક ઘરકામ કરવામાં હું ઘણોખરો ટેવાયલો હતો. મ્હને પરણ્યાને આજ પાંચ વર્ષ થયા. અને એ પાંચે વર્ષથી હું એમના અનુભવી હાથ નીચે સરેરાસ મહિનાના વીસ દિવસ અભ્યાસ કરી એમાં ( પાકશાસ્ત્રમાં ) પ્રવીણ અને પાવરધો બન્યો હતો. તેમ છતાં રખેને ! એમનો આ શિષ્ય એમની એ કૃપાપ્રસાદી-બાગ્યત-અભ્યાસ પાછો ભૂલી ન જાય, એટલા માટે એ સંશયી ગુરૂદેવ મ્હારી અવનવી પરીક્ષાઓ આમ વારંવાર લેતાંજ રહેતાં હતાં. અને હુંય એમના શ્રીમુખમાંથી બ્હાર પડતી એકેએક આજ્ઞા એમના તરફના મ્હારા અસાધારણ પ્રેમ અને ભયને લઇને મસ્તક નમાવી હાથ જોડી ઝીલી લેતો હતો.

મેં તાબડતોબ સગડી સળગાવી, દીવા કરી. અધરણ મૂકી દીધું, એટલે એવણ ખાટલે રડતો રાખી રસોડામાં આવ્યાં. હું હોટલના બોયની (નોકર) માફક કંઇ જરૂર પડે તો તરત હાજર કરવા પાસેજ ઉભો હતો. શાક સમારી આપ્યું, પાણીના લોટાં ભરી દીધાં. અને અમે આ રીતે રાંધી કરી વાળુ કરવા ગોઠવાયાં. એઓ તો આખો દિવસ ઘરમાં, એટલે બપોરે નાસ્તો કરી લીધેલો, જેથી ભૂખ ઓછી લાગે ! એટલે મ્હારાંથી જલ્દી જમી-પરવારી હાથ મોઢું બ્હાર અગાશીની ખુલ્લી હવામાં સળગતી સગડી લઇ જઇને તાપવા બેઠાં. જ્યારે સેવક તો

સારી સ્હવારે ખાઈને ગએલા એજ, એટલે નિરાંતે જમતાં જરા વાર લાગે એ સ્વાભાવિક છે. મ્હેતો ઓડકાર ખાતો અને હાથ ધોતો એમણે સાંભળ્યો, કે તરતજ મ્હાર બેઠાં બેઠાં કહ્યું:

" એ તમે સાંભળો છો કે ?"

" કેમ ?"

" એ...હવે વળી આવા ટાઢમાં મ્હને કયાં પાછા ઉઠાડો છો ? જરા એઠું મ્હારી વાસણમાં નાખી દઈ, એકઠાં કરી નીચાણમાં ખસેડી મૂકજો. સ્હવારે કામ કરનારી આવશે તે અજવાળી નાખશે, અને સાથે સાથે બે લોટા પાણી રેડી ચોકડીના ગેલા ( ધોઈ નાખવી ) પણ વાળી નાખજો, એટલે થયું."

બિલ્કુલ આનાકાની વગર મેં એમની આજ્ઞાને અંતઃકરણપૂર્વક માન આપી અક્ષરશઃ પાલન કર્યું. બે લોટા પાણી ધમકાવી ચોકડી ધોઈ નાખી હું ઉઠયો. પાનસોપારીની પેટી લઈ હીંચકે બેઠો. ત્યાં મ્હાર રહ્યાં રહ્યાં શ્રીમતીએ પાછો સાદ કર્યો: " એ...પાનની પેટી તમારી પાસે છે કે !"

" હા...કેમ ?"

" બોકું જરે...તમે પાન બનાવો, તો સાથે સાથે એક મ્હારે માટે પણ બનાવજો. હું ખાવાનું ભૂલી ગઈ છું."

અગાશીમાં દરરોજ આડોશપાડોશની સરખેસરખી સ્ત્રીઓ ભેગી મળી આખા ગામની કુથલી કરતી. " આજ તો ફલાણી બ્હેને એના ધણીને આમ કહ્યું'તું, ને આજ તો ઢીંકણી બ્હેનને એના ધણીએ આમ મારી હતી." એવી એવી વિવિધ જાતની વાયકાઓ, અને

ગમ્મતો એ મહિલામંડળમાં ચર્ચાતાં, અને એના પ્રમુખપદે બિરાજવાનું માન. હમેશને માટે **મ્હારાં અમુની આને** મળ્યું હતું. કહો, હું કેવો મહા ભાગ્યશાળી! કેવો આજ્ઞાધિન! કેટલો પત્નીભક્ત! મુળથી વધીને સ્ત્રી-સ્વાતંત્ર્ય આપનાર બીજો કોણ બહાદુર નર નીકળે?

આખા ગામ અને શાસ્ત્રથી ઉંધો રિવાજ મ્હારા ઘરમાં ચાલતો હતો. અને એનું ખરૂં કારણ પૂછો તો એકજ હતું. એક તો પિતાએ ન્હાનપણમાંથીજ-વિદ્યાર્થાવસ્થામાંજ આ લફરૂં વળગાડી આપ્યું હતું. તેમાં વળી સેવકના ધણીઆણી તેના બાપને એકના એક હોઈ પુત્ર તુલ્યના હોવાથી, તથા આમ...પાંચ પૈસે અમારા કરતાં વધારે સુખી હોવાથી, "મ્હેન! મ્હેન!" થઇને લાડ-કોડમાં ઉછરેલાં, અને મોઢાનાં (જીભનાં) છુટાં હતાં. વળી મ્હોટાંના છોકરાં એટલે ચાર-પાંચ અંગ્રેજી ચોપડી પણ ભણેલાં, અને જરા ખુબસુરત! શરીરમાંય એ મ્હારાથી ખાધેલ-પીધેલ હોઈ બેવડા બાંધાના અને હ્રષ્ટપુષ્ટ હતાં. જ્યારે હું તો ન્હાનપણથી માદ્દાંકલા જેવો મુડદાલ હતો. એ પૈસાદારની પુત્રીએ સાસરીઆને ઉમરે પગ મુકતાંજ સેવકને પોતાની શ્રીમંતાઈ, સૌન્દર્ય, ભણતર અને સત્તાના પ્રભાવથી આંજી નાખી સદાને માટે સિંહમાંથી શિઆળ બનાવી દીધો. અને તેમાંય વળી મ્હારે કમનસીબે લગ્નના બેજ માસમાં મ્હારાં શિરછત્ર વડીલ તાત સ્વર્ગે સિધાવી ગયાં. એટલે કેટલોક વખત તો મ્હારે સાસરેજ ઘરજમાઇ થઇને અભ્યાસ પૂરો કરવા રહેવું પડ્યું હતું. અને મ્હને કહી લેવા દ્યો, કે હુંય પ્હેલ-વ્હેલાં તો **એના** રૂપ, અને અંગ્રેજી ભણતર તથા ભભક ઉપર અંજાયો હતો, પણ પછીથી-હવેજ હું સમજ્યો, કે all that glitters is not gold "પીળું એટલું સોનું નહિ."

અને હજુય પંતુજીગીરીના ટુંકા પગારમાં જુદું ઘર માંડીને રહેતાં પણ, આટઆટલી તહેનાત ઉઠાવવા છતાં પણ, કર્મે ટપલાં ખાવાનાં અને સાસુસસરાના 'એમની ફુમળી-ફૂલ જેવી એકની એક દીકરીને ઘાટણ જેટલું કામ કરાવવાના' મ્હેણાં-ટુણાં સાંભળવાના તો રોજનાજ ચાલુ હતાં. શું કરે! કે અમારી ન્યાતમાં કન્યાનો રાફડો અને મુરતીઆની અછત હતી. એટલેજ. નહિ તો જરૂર એના બાપે કોઈ વકીલ-બેરીસ્ટર અગર લક્ષાધિપતિ જોયો હોત! પણ ન્યાતજ ગરીબ એટલે શું? પણ જવા દ્યો એ વાત! આમ છતાંય હું એમ મન વાળતો: "કે આવાં લગ્ન પણ એક લ્હાવો છે! સહુ કોઈને એ નથી સાંપડતો. સદ્‌ભાગ્યશાળીનેજ સાંપડે છે! પેલી કહેવત છેને કે, "પરણેલા પીડાએ મરે, ને કુમારો કોડે મરે." તેવો મ્હારો ઘાટ હતો. આજ નહિ તો બે દિવસ પછી, વરસે બે વરસે પણ જરા માથે પડયા પછી, સમજણી થયાં પછી, એની મેળે સુધરશે-ઠેકાણે આવી જશે. પણ મ્હારી એ આશા આકાશકુસુમવત્ નિવડી. આજ દિન સુધી રાહ જોઈ પણ હજુય મ્હારા એ આશાના મંદિરમાં અજવાળાં ન થયાં તે નજ થયાં.

આખરે આખા દિવસથી કંટાળેલો ને થાકેલો-પાકેલો એવો હું હાથેજ પથારી કરી આડો પડયો. પડતાંની સાથેજ આંખો મીંચાઈ ગઈ, હું તો ઘસઘસાટ ઘોરવા મંડયો. સવાર ક્યારે થઈ અને રાત ક્યાં ગઈ? તેની મ્હને તો કશીય ખબર નથી. પણ જ્યારે મ્હને કોઈએ પડખેથી આવી ઢંઢોળ્યો, અને બૂમ મારી, ત્યારેજ મ્હારી આંખો ઉઘડી ગઈ. ત્યારેજ મ્હેં જોયું, કે સવારનું ઝાંખું ઝાંખું અજવાળું થઈ ચુક્યું હતું. ઘડીયાળમાં છના ટકોરા પડી રહ્યા હતા.

"સાંભળો છો કે ! ઉઠી જાવ. અને અંગમાં કોલસા નાખી પાણી ઉમેરી દીધા; મ્હારાથી આજ ઉઠાય એમ નથી." ગોદડામાં મોઢુ છુપાવતાં એ ધીમું ધીમું બોલ્યાં.

"ઓ પરમેશ્વર ! શું વળી ચાર દિવસની શનીની પનોતી (હાય ચોકખી ન હોય તે !) તો નહી બેઠી હોય !" એમ વિચારતો આંખો ચોળતો અને બગાસાં ખાતો હું આળસ મરડી પથારીમાં બેઠો થયો. પણ **શ્રી**મતીને પડખેજ સૂતેલાં જોતાં પાછો જીવમાં જીવ આવ્યો. શનીની દશા તો ન્હોતી બેઠી. હા...સ."

"કેમ શું છે ? આજ કેમ મ્હને આટલો જલ્દી..."

"શું કરૂં ! મ્હને તો કાલ રાતનો સખ્ત તાવ ભરાયો છે, ને જબ્બરદ ટાઢ વાય છે...ઉઠાતુય નથી...એટલેજ...તમે જરા જલ્દી ઉઠી નાહી ધોઇ પ્હેલાં મ્હને એક કપ ચહા કરી આપો તો સારૂં. મ્હારૂં તો માથુ ફાટી જાય છે."

પરન્તુ વાંચક ! **મ્હારાં બચુની બા**ની તબિયત એકાએક બગડી જવાથી તું જરાએ ગભરાઇશ મા. મ્હારે માટે કંઇ આજ આ નવું ન્હોતું. મહીનામાં દશ દિવસ એમને આવી અસાધારણ માંદગી આવતી ને ટાઢ ચઢતી. તેમજ પાછી બે ચાર કલાકમાં એની મેળેજ વગર દવાએ સારી થઇ જતી.

**બચુની બા** સીક થઇ જવાથી મ્હારા જીવનમાં મહાભારત ફેરફાર થઇ ગયો. કોણ જાણે કયા અક્કરમીની એમને નજર લાગી હશે ! નાહી-ધોઇ ચ્હા--પાણી તો કરીને પાયાં, પરન્તુ કર્મસંજોગે આજ કામ કરવા વાળી નોકરડી પણ કોણ જાણે શું થયું ? તે ન આવી, એટલે પછી ન છૂટકે મ્હારે કચરો-પૂંજો કાઢી રાતના એઠાં વાસણ પણ સ્વહસ્તેજ

અજવાળી નાખવાં પડયાં. આમાં ટીપવાનું કામ **બચુની બાને** માથેથી ઉતરીને હવે **બચુના બાપાને** માથે આવ્યું.

કપાળની કીટલી ઉપર ઝામેલાં પરસેવાના ટીપાંઓ લૂંછતો જાઉં. અને કણેકના પીંડામાંથી ફાવે એટલા ન્હાના મોટા લુઆઓ લઇ કાન-નાક જેવાં આવડે એવાં ફેન્સી ન્યુ ડીઝાઇનના જાડાં અધકચરાં ચોપડાં વેલણથી વણી વણી તાવી ઉપર નાખી ચુલામાં સેકતો જાઉં. કેવો ગ્રાન્ડ સીન! આપજન્મે યુનીવર્સલ ફિલ્મ કું. માં પણ નહિ જોયો હોય! પરંતુ હજુ તો મ્હારો બુલંદ સિતારો અધુરો ઝળકયો હતો. અધુરામાં પૂરાં અમારા ગઇ કાલના સ્નેહી બિરાદર **સુમનલાલ** વગર તેડે સીધા ઠેઠ રસોડામાં મ્હને શોધતાં શોધતાં આવી લાગ્યાં. અમારી બળી ફોટોગ્રાફ! જાણે અઠકીન્ફતરી જતી ફિલ્મનો એકી ટશે જોતો રહી જતો અપૂર્વ સીન! પધારેલાં પરોણાએ "ખી...ખી...ખી" કરી દાંત કાઢ્યાં.

"અરે! **કાન્ત**! આ શું? ભાભી સાહેબનો હાથ ચોકખો નથી કે શું?"

[ મ્હેં જવાબમાં દરશેરો ધુણાવ્યો. ]

"ત્યારે? ક્યાં ગાંસડાં પોટલાં લઇ પીએર સીધાવ્યાં છે?"

રોટલી બળી જશે એ બ્હીકે મ્હારી નજર તાવી તરફ હતી. એક તો હૈયામાં હોળી સળગતી હતી. બીજો તાપ અને રાંધવાની કડાકૂટથી ત્રાસેલો અને અકળાયલો હતો. તેમાં વળી દીલજાન દોસ્ત આગળ રહીસહી આબરૂના દરવાજા ઉઘડી ગયા, એટલે જવાબ દેવા જતાં જતાં હું શરતચૂક થઇ ગયો. મ્હારી આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં, અને ગરમાગરમ તાવી ચીપીયા કે સાણસીને બદલે ભૂલથી હાથેથીજ પકડાઇ ગઇ. "ઓહૂ..." ડાંમ દેવાયો ને ઝઝેલો

પાણ પડયો. પણ કોને કહું ? મ્હારા બાપને ! આંગળી મોઢામાં નાખી ચૂસી નાખી, તોય અગન...અગન...લ્હાય...લ્હાય...બળતી હતી.

"ભલા માણસ ! બોલતા કેમ નથી ?"

એટલામાં એની નજર સ્હામેના દિવાનખાના તરફ ગઇ. પારણામાં કીકલો રમતો હતો. મ્હારા સ્નેહીએ એને રમાડવા માંડયો: "કેમ બચ્ચુ ! તારી બા કયાં ગઇ છે ? હેં ?"

મ્હારે તો હોઠેજ આવીને અટક્યું હતું, અને એવું મનમાં થયું. કે લાવ કહી દઉં, કે: "**સોનાપુર...અશ્વનીકુમાર** સિધાવી ગઇ..." પરન્તુ ના...હું ગમ ખાઇ ગયો.

આખરે બહુ પડપૂછ કરતાં મ્હારૂં ભગ્ન હૃદય ભરાઇ આવ્યું. હું મ્હારા એ સ્નેહીની પાસે છૂટે મોઢે રડી પડયો. મ્હારૂં હૃદય મ્હેં ખુલ્લું કરી અથથી ઇતિ પર્યંત તમામ કહી દીધું.

"હો... તેથીજ તુ કાલે આવવાને આટલાં બધાં આનાકાનાં કરતો હતો, કેમ ! બાઇ કાન્ત ! તું કાલ ન આવ્યો, તેની ખબર કાઢવાજ હું આજ અહીં આવ્યો હતો."

અને પછી હું સુમનને પલંગ ઉપર પડેલા **મ્હારા બચુની બા** પાસે લઇ ગયો. સુતી સુતી એ **સ્ત્રી પુરૂષના સમાન હક્કની** ચોપડી વાંચી રહી હતી.

"કેમ **કાન્તા** ભાભી ! આજ કંઇ સુતા છો ? તબિયત સારી નથી કે શું ?" **સુમને** ટકોર કરી.

"હા... કાલ રાતનું જરા એ...શુંજ છે."

"દવા-બવા લઇ આવ્યા કે ?"

"ના...રે...એ તો એની મેળેજ પાછો આરામ થઇ જશે."

અને પછી ! મ્હારાં સડેલા સંસારને જોઇ સુમન પણ મ્હારી દયા ખાવા લાગ્યો. "કાન્ત ! તું આટલો બધો બાયલો કેમ !"

"શું કરૂં ! ભાઇ ! એ બધું અંગ્રેજી પાંચ ચોપડીના ભણતરનુંજ પરિણામ છે. મ્હારા પિતા કન્યાના કૂળ, રૂપ એના શેઠ અને પૈસા ઉપર મોહ્યા હતા, જ્યારે હું આંધળો એની અંગ્રેજી કેળવણી ઉપર મોહ્યો હતો. પણ પાછળથી-હવેજ મ્હને ખબર પડી કે જે દીપકના તેજને જોઇને હું ઘેલો ને દીવાનો બન્યો હતો—અંજાયો હતો, તેણેજ મ્હારા જીવન અને સંસારને કડવો ઝેર જેવો કરી નાખ્યો હતો.

"તો પછી પરણ્યાં પહેલાંજ એ પૈસાદારની પુત્રીનો ત્હેં કંઇજ વિચાર ન્હોતો કર્યો ?"

"હું કહું છું ને, કે અમારી ન્યાતમાં એક તો છોકરાંઓની અછત હતી, અને તેમાં વળી પિતાના કહેવા ઉપરથી હું તો એના રૂપ અને ભણતર ઉપરજ સ્વર્ગીય સંસાર-સ્વપ્ના જોઇ રહ્યો હતો. **ભાઈ ! હિન્દુ-સંસારમાં આજ સમજણાં અને જુવાન પુત્ર-પુત્રીઓને પણ પોતાના ભવિષ્યના સમોવડીઆ જીવન-સહચરો શોધવાની ક્યાં સ્વતંત્રતા છે ? જ્યાં પારણામાંથીજ ઝડપાય, અને માબાપની પસંદગીથીજ મિંઢળ બંધાય, ત્યાં પછી સ્નેહ ને સ્વર્ગીય સંસારની આશાજ ક્યાં ? તેમાં** વળી હુંય તે વેળા ન્હાનો અને અણસમજુ હતો. પરણવાના, અને લગ્નમાં વરરાજા થઇને મ્હાલવાના મ્હનેય કોડ હતાં. એટલે પછી શું પૂછવું ?"

"છતાંય હજુ કંઈ ગયું નથી. તું ધારે તો..."

"હરહમેશના કંકાશ ઘરમાં ઘાલવો મ્હને મુદ્દલ પસંદ નથી. આડોશીપાડોશીઓ એકઠાં મળી રોજ તમાસા જુએ, એના કરતાં તો મુંગે મોઢે જેમ ચાલે છે, એમજ આમ બાંધી મુઠ્ઠી લાખની રાખી મનમાંજ સમજી બેસી રહેવાનું હું વધારે પસંદ કરૂં છું."

"અજબ! આવું અને આટલું અધીર તો બાપ' મેં આજેજ અને ત્યારે ત્યાંજ જોયું."

"અરે! એ શું બોલ્યો? આજ હિન્દુસ્તાનમાં ઘેર ઘેર ત્રિયા રાજ્ય ચાલી રહ્યું છે. બી. એ. અને એમ. એ. બનેલી બાનુઓ લવ મેરેજ (સ્નેહલગ્ન) અને ચોઇસ મેરેજના મોટા મોટા આદર્શ ઉદ્દેશોની વાતો કરી વર્ણ, ધર્મ, સંયમ અને સહનશિલતાને તિલાંજલી આપી પશ્ચિમના પવન, સુધારા, ફેશન, પોશાક, વિચાર અને ખોટા વાતાવરણને અનુસરી સ્ત્રી-સ્વાતંત્ર્યના લેખો લખી, લાંબા લાંબા ભાષણો કરી વકીલ તેમજ શાસ્ત્રની લાજ--મર્યાદા છોડી ફાવે એમ ફરે છે—વર્તે છે. પરન્તુ એ શેકસપીઅર ને ટેનીસનના મહાકાવ્યો મોઢે કરનાર આંગ્લવિદ્યાપ્રેમી યુવતીઓ ગીતા, મહાભારત, રામાયણ, ભાગવત કે સતીના એકે ઇતિહાસ ઉઘાડવાની આજ દરકાર નથી કરતી.

અને ઘરમાં પણ પુરૂષને જોઈતું પાણી પાઈ એટલુંજ એ પાય. સેંકડે પંચોતેર ટકા ઘરમાં તો દેવી બોલ્યાં, એટલે બસ થઈ રહ્યું. પતિભક્તિને બદલે પત્નીભક્તિનો પ્રભાવ આજ પૂર જોશમાં અને પ્રમાણમાં છે. બાકી મને બતાવો તો ખરાં મ્હારાં મહેરબાન! કે કયા બી. એ. એમ. એ. અને જે. પી. થએલાં બાનુ સ્વહસ્તે રસોઈ રાંધી પોતાના સ્વામીનાથને ભોજન કરાવે છે? અરે! હું અનુભવથી જાણી ઠોકીને કહું છું. કે એમાંના-એ ભણેલામાંના સેંકડે સત્તાણુંને

તો પૂરૂં રાંધતાંય નથી આવડતું. મ્હોટે ભાગે તો **મ્હારાં અચુની આ** જેવાંજ! કોઈ કીર્તનકારે ખોટું નથી કહ્યું, કેઃ—

બી. એ. અને એમ. એ. બની ખિતાબ ચાંદ ધરાવતાં,
સારા સુધારાની સમાજે સકળ સ્થાને સ્થાપતાં.
ધરનારને સાડુ કેળવો...ભાષણુ ભભકથી આપતાં,
ચુલે ચઢી ચતુરાઈને...ચતુરા તણા પગ ચાંપતાં.

× × × ×

"ત્યારે ભાઈ કાન્ત! સંસાર સ્વર્ગીય બનાવવા માટે ત્હારો શો મત છે?"

"કુમાર-કેળવણી અને કન્યા-કેળવણી બન્ને જુદી જુદી જાતની હોવી જોઈએ. સ્ત્રી એ ગૃહરાજ્યની રાણી છે. એને સહુથી પ્હેલું ગૃહને લગતું જ્ઞાન આપવાની ખાસ જરૂર છે. પછી એના હૃદયમાં ધર્મ અને સંસ્કાર સીંચાવા જોઈએ. કારણ કે જગતના ભાવિ-પુરૂષોની એ જનેતાને......

કહે **નેપોલિયન** દેશને કરવા આબાદાન,
પ્રથમ પગથીયું એજ છે, દ્યો માતાને જ્ઞાન.

અને એ જ્ઞાન! એ કેળવણી! એ આદર્શ! એ ભાવના! એ સંસ્કાર! તે કયા? નહિ કે પશ્ચિમની સ્વચ્છન્દી અંગ્રેજી કેળવણી! પરન્તુ પૂજ્ય **ભારતવર્ષ**નીજ એ જગજૂની ધાર્મિક અને પવિત્ર કેળવણી! **સ્વતંત્રતા કબૂલ...પણ એમાં સ્વચ્છન્દતાની ગંધ ન હોવી જોઈએ.** ભાઈ આજના **ભારત**ને! આજની સમાજને! લેખ લખનાર, ભાષણ કરનાર, ડીગ્રીઓ મેળવનાર, વકીલાતની કે ઇલેકશનના વોટ મેળવવાની ઉમેદવારી કરનાર, પશ્ચિમના વેશ, વિચાર અને વર્તને

રંગાયલી આર્ય છતાં આંગ્લપ્રેમી રમણીઓની જરૂર નથી. પણ એને તો પ્રતાપ અને શિવાજીની માફક નિરક્ષર છતાં ધર્મપ્રેમ અને સ્વદેશપ્રેમનાં અમોલાં ઉપદેશો આપતી મહાભારત. રામાયણ અને ગીતાના અમરમંત્રો સદ્બોધતી વીર જનનીઓની જરૂર છે."

અને એટલામાં તો "કેમ! આજ તો હવે વાતમાંજ પેટ ભરાઈ જશે કે ? ખાવાની પણ જરૂર નહિ પડે !" એવો મહાદેવીનો અવાજ મ્હારે કાને પડ્યો. "ચાલો ત્યારે. સાહેબજી ! બનશે. તો સાંજના બાગમાં મળીશું." કહી સુમન હાટના પગથીઆં ઉતરી ગયા. અને હું પણ મ્હારા માંહ્ય ગૃહલક્ષ્મીની સેવામાં દોડતો કે હાજર થઈ ગયો.

"કેમ ! હજુ કેટલીક વાર છે ?" એમણે મ્હને જતાંજ સવાલ કર્યો.

"બધુંય તૈયાર છે."

"ત્યારે ચાલોને. તમારે નિશાળે જવાનો વખત થઈ જશે ને ! પાછું એટલું બધું કામ આટોપતાંય વખત લાગશેને ! મ્હેંય જો કહ્યો કેર કરવે મોડે બોલે એ ખાઈ લઉં. એટલે પત્યું. આખો દિવસ ભૂખ્યા રહેવાથી તો વળી વધારે જીવ બળે."

"બહુ સારૂં. હવે ચાલો."

મ્હેં મહાદેવીને થાળ પીરસી બતાવ્યો. એ જમવા બેઠાં. અત્યારે તો એમની તબિયત ઓસરાટ હતી.

—+પ્રિય વાંચક ! તું મનમાં તો સમજતો હશે. કે ત્યારે ત્યાં કેમ છે !+

* પુષ્પ બીજું. *

# મ્હારા સમ.

[ હિન્દુ-સંસારનું એક સ્વર્ગીય ચિત્ર ! ]

પ્રયોજક:—"પુષ્પ."



મુંબઈ. "પ્રજામિત્ર અને પારસી." તા. ૧૨-૮-૨૯

## !તમારી ઉગતી આશાઓને કચડી નાખતાં પહેલાં!

**જરૂર એક વાર Smart School —— of Commerceની મુલાકાત લેજો.**

: કે જ્યાં :—

અનેક આશા આકાંક્ષા-ભરી આશાને કંટાળેલાં યુવાનોને માટે !
એક વાર, બીજી વાર ફરી ફરીને નાપાસ થઈ હતાશ થયેલા વિદ્યાર્થીઓ માટે !
એકેએક લાઈનમાં સ્વતંત્ર-રીતથી નામો પાસ થઈ અને બેકાર બનેલા માટે !

**છેક છેલ્લું પગથીયું ! છેલ્લો રસ્તો ! છેલ્લી દિશા !**

# સ્માર્ટ સ્કુલ ઑફ કોમર્સ.

| | | |
|---|---|---|
| પ્રોપ્રાયટર:- | - ઠેકાણે - | [illegible] ની પાસ. |
| આર. યુ. સ્માર્ટ. | | [illegible] સુરત. |

**દેશ પરદેશને લગતા વ્યાપારને લગતી તમામ જાતની માહિતી અને જ્ઞાન મેળવવાની નિશાળ.**

બુકકીપીંગ, શોર્ટહેન્ડ, ટાઈપરાઈટીંગ, એકાઉન્ટન્સી, બેન્કીંગ, થીઅરી, મેથડસ તથા બેન્કીંગને લગતાં દરેક વિષય ખાસ શિખવવામાં આવે છે.

! આશાભર્યા, યુવાન, ઉત્સાહી, અને અનેક જાગૃત વિદ્યાર્થીઓ !

**—: એકવાર અવશ્ય લાભ લ્યો :—**

**તા. ક:**—બહારગામના વિદ્યાર્થીઓ માટે ખાવા-પીવાની તથા રહેવા કરવાની પણ બનતી ગોઠવણ કરી આપવામા આવે છે કોઈ પણ વિષયને લગતી માહિતીના ઇચ્છા કેટલોગ એક પત્ર લખવાથી મોકલી આપવામા આવે છે.

પત્ર વ્યવહાર માટે —**આર. યુ. સ્માર્ટ.**

[illegible] ગોપીપુરા, જુનાઆવાસ—**સુરત.**

## પુષ્પ:— મ્હારા સમ. —:બીજું




લાના ! હે ! લાવશોને ?”

“ઠીક છે, જોઈશ.”

“ના...જોઈશ નહિ, લાવવુંજ પડશે.”

“વારૂ, વારૂ હવે.”

“હા...તે વારૂ વારૂ કરતાં આજ કેટલાં દિવસ થયાં ?”

“એક વાર તો કહ્યું કે લાવીશું. એવડી ઉતાવળ શી છે ? તું થોડા કંઈ એના વિના રમવા અટક્યા બેઠા છો ?”

“હાં...ત્યારે એમજ કહોને, કે લાવવુંજ નથી. નાચવું નહિ, ત્યારે આંગણું વાંકું.”

× × × ×

જમીને ઓફીસમાં જતાં પતિદેવને પાનની બીડી બનાવી આપતાં પતિવ્રતા સરલા આજ કંઇ મીઠું મીઠું હસમુખે મોઢે સમજાવી રહી હતી. ભોજનકાર્યથી પરવારી ઘડીભર આરામ લેતાં પતિપત્નીમાં ઉપર પ્રમાણેનો આનન્દવિનોદ લુટાઇ રહ્યો હતો. સરલા સમજુ, સંસ્કારી, અને સ્વભાવે સુશીલા કોઇ એક આદર્શ અર્ધાંગના હતી, જ્યારે સુરેશ પણ સ્વભાવે શાન્ત સરળ અને એના જેવોજ ખુશમિજાજ હતો. ઉભય નવપરિણિત અને નવયુવાન દંપતિ–યુગલનો સંસાર ખરેખર સ્વર્ગીય હતો !

સરલાનું સીમંત ( અઘરણી–અગરણી. ) પાસે આવ્યું હોવાથી આજ એની શરમાળતા, સ્નેહાળતા અને વાચાળતા હદ વટાવી ગયા હતાં. સુરેશ પાસે એક રેશમી સાડીની–અણમોલાં અરમાનની ઉઘરાણી થતી હતી. પણ મોજીલો સુરેશ " થાય છે, થાય છે. " કહીને એ આપડીને ઉડાવ્યાજ કરતો હતો.

" હંયા, " સરલા પાનની બીડી અને સોપારી સ્વામીનાથને આપતાં બોલીઃ " બોલો, ત્યારે પાછી લાવશોને ? "

" પણ...શું ? "

" શું તે વળી એજ તો ! હંયા, જાણે જાણતાંજ નથી ! હાથે કરીને છેક અજાણ્યાં થઇને કેવાં પૂછે છે ! વાહ... "

" અરે વાહરે ત્હારો લટકો...સરલે ! કહે જોઉં, અમ્મર પહેરીશ. એટલે પેટ ભરાઇ જશે કે ? "

[ ગુલાબી સુરખી ગાલપર સ્ફુરી આવતાં સરલાનુ મોઢું મલકાઇ જાય છે. નયન અને મુખચંદ્ર નીચાં ઢળી જાય છે. ]

" કેવું હસાઇ જવાય છે ? ત્યારે પછી મ્હને તો ભૂલીજ જશો. કેમ ?"

[ શરૂઆત છે. ]

" લે, હવે હું જાઉં છું." સુરેશે બૂટ પહેરવા માંડ્યા.

" ના...ના...ઉભા રહો." સ્વામીના બૂટની દોરી બાંધતાં સરલા સ્નેહભર્યાં શબ્દોમાં સમજાવવા લાગી: " ભૂલશો નહિ, હોં ! આજ સાંજે આવતી વખતે જરૂર લેતા આવજો. નહિ તો...પછી..."

" નહિ તો પછી શું શિક્ષા કરવા માંગો છો ?"

" સાંજે ખવડાવવાનીજ નથી ને...હા.."

" ઓહો ! એજને ?"

" ના...પણ આજ જરૂર લાવજો, હોં ! વ્હાલા ! જોજો ભૂલતા. નહિ તો પછી હું જાવ...તમારી સાથે બોલવાનીજ નથી."

" પણ લે વળી...તે કદાચ ભૂલીય જવાય."

" હા...ત્યારે ! ખાવાનું યાદ રહે છે ને ? તેમ યાદ રાખજો."

" લે ત્યારે, એક કામ કર. આ મ્હારા ધોતીઆને છેડે ગાંઠ ગાંઠ બાંધી દે...કે યાદ રહે."

" હા...હા... એ વાત બધાં કરતાં સરસ...લાવો..."

[ સરલા ગાંઠ બાંધવા જાય છે. ]

" અરે રાખ ! શું સરસ ? આ... ઑફિસમાં બેઠાં બેઠાં ગાંઠ તરફ નજર જયા કરે, અને ત્યાં તુંજ યાદ આવ્યાં કરે. ત્હારીજ મૂર્તિ આંખ આગળ રમ્યાં કરે, તો પછી ચોપડામાં કંઇ ઉધુચત્તું ચિતરી મરાય તે...તેનો કંઇ વિચાર કર્યો ?"

" ત્યારે પછી ?"

" અને તમે ? " પાછો સામો પ્રશ્ન પૂછાયો.

" તુંજ કહી દે, જોઉં વારુ ! "

" ના... તમે તમારે મોઢેજ બોલો. "

" ભોળા, સાવ ભોળા. તમે જેમ સમજાવો એમ સમજી જઈએ એવાં ! તમે જેટલું પાણી પાવ, એટલું મૂંગે મોંએ આંખ મીંચી પી જઈએ એવાં ! "

" હા...બહુ ભોળા. જોયા નહિ હોય તો ! "

" ત્યારે તુંજ કહે, અમે કેવા ? "

" બહુ નહિ. પણ સહેજ...જરાક...લુચ્ચા. " એણે ધીરેથી કાનમાં કહ્યું, ને પછી " હી...હી...હી... " ખડખડાટ હસી પડી.

" અરે વાહરે લુચ્ચા ! " તેના ગાલપર ધીમો તમાચો મારતાં સુરેશ બોલ્યો: " લુચ્ચા કેવી રીતે ? "

" શી શી રીતે...સહેજ વારમાં સમજી ન જાવ, એવી રીતે. "

" પરન્તુ એમ તો તમેય ક્યાં ઓછાં છો ? જાવ એમ છો ? કેવાં એમ છો ? "

" ઓછાં હોઈએ તો પછી તમને પહોંચે કેમ પડાય ! એ તો સરખેસરખાંજ જોઈએને આ ! "

" વારુ ચાલ ! હવે મૂક ત્હારું એ ભાગવત કેવું. ત્યારે અત્યારે આનંદજ લાગ્યું, એમને ? "

" હો...હજુ તો પાછું પૂછો છો ? "

" પણ જોજે...પાછી ઘડીઘડી પજવ્યા ન કરતી, હાં ! "

" બહુ સારું...નહિ પજવું. "

"આપ વચન."

"લ્યો આ વચન. બસ!"

"ખા, જોઉં મ્હારા સમ."

"તમારા સમ. થયું ?"

"જા...ત્યારે જરૂર લેતા આવીશ. હવે હૈયે ટાઢક વળી!"

"હા......સ..."

સુરેશ આજ તો વચન આપીને ગયા. સરલાનું અન્તર હવે આનન્દથી ગજગજ ઉંચું ઉછળવા માંડ્યું. એના દીલમાં ઉપરથી તો નિરાંત વળી, પણ હવે અંદરથી ચટપટી થવા માંડી. "આમ પડે...તેમ પડે...પણ હવે એના હૃદયમાં ચેનજ મળે." ક્યારે વ્હાલમ આવે, ને અમ્બર લાવી મન મનાવે, એનાંજ એને સ્વપ્નાં આવવા લાગ્યાં. એ કાગને ડોળે કાન્તની રાહ જોવા લાગી.

વ્હેલી વ્હેલી ઘરકામ આટોપી લઈ એ જલ્દી વખત વિતાડવા પોતાની પાડોશની એક પ્રિય એવી સખીને ત્યાં ગઈ. વાતચીતમાં સરલાને જે હૈયે હતું, તે હોઠે આવી ગયું. એ બોલી પડીઃ

"અલ્યા! હમણાંના દહાડાય મૂઆ બહુ લાંબા તો આ! જોને. હજુ તો એજ વાગ્યા છે!"

એની મશ્કરી સખી એનો મનોભાવ અને વ્યથા પામી ગઈ. એના ખભા ઉપર બન્ને હાથ મૂકતાં એણે એના કાનમાં ધીરેથી ટહુકો કર્યોઃ "તે...બ્હેન! આજ કેમ કંઈ આમ બહુજ બ્હાવરાં અને બેબાકળાં લાગો છો? કોઈ પરોણું-પરોણાં તો ઘેર નથી આવવાનાને!"

"ના...રે...ના...એ તો હું અમસ્તી...જરાક..."

" અરે અમસ્તાં તે હોય કે ? એ તો હું જાણી ગઇ છુ. છૂપાંવો છો શું ? અલી બ્હેન ! અમનેજ ભૂલી જવાના કે ? અમનેય નોતરૂ દેવાના, કે પછી એમજ ! "

[ શરમના શેરડાં ગાલે પડતાં નયન નીચાં ઢળી જાય છે. ]

" કેમ બોલો, આજ સુરેશભાઇ શું આવવાના છે ? "

" અમ્મર. " હૈયામાં હર્ષ ન સમાતાં અંતે એનાથી બોલાઇ જવાયુ.

" અહૂ... તેથીજ... અલી બા ! અમને આમંત્રણ ખરાં કે ? "

" તમને તે વળી આમંત્રણ કેવાં ! તમે તો ઘરના માણસ ગણાવ. "

" ના. બા... અમે કઇ એવા ગોલા નથી. આમંત્રણ તો સત્તરવાર જોઇશે. એવા વગર કહ્યે આવવાને કઇ અમે રસ્તામાં નથી પડયાં. હા... "

" જાવ, જાવ, તરલા બ્હેન ! બજ્યુ. તમેય આવાં ઓછા બોલ શા બોલતા હશો ! "

" ભલે, બ્હેન ! ભલે. ઇશ્વર કરે ને ત્હારાં મનના મનોરથ અને અંતરના અરમાન પૂરાં થાય, અને અમારાં બધાના મોઢા મીઠાં થાય, એટલેજ બહુ થયું. "

" તમારા મ્હોંમા સાકર ! લ્યો, બેસો...હવે એમને આવવાનો વખત થયો છે, એટલે હુ તો જઇશ. " સરલા ઉઠતાં ઉઠતાં બોલી: " પધારજો હોં ! તરલા બ્હેન ! તમને જમવાનુ અને ગીત ગાવાનુ આજથીજ નોતરૂં છે. "

"ના...રે...આ."

"તે કંઈ છૂટકો થવાનો છે ?"

"અરે કંઈ ગાંડી થઈ ! એ તો અમસ્તું જરા હસવાનું."

"ના. ના. તે નહિ ચાલે. આવવુંજ પડશે. હા...જોજો... મ્હારા સમ...નહિ તો પછી..."

અને સરલાના એ છેલ્લા શબ્દનો મોઢાનામાંથી તરલાથી ન છૂટાયું. તેણે "બહુ સારૂં." એવો ઉત્તર વાળ્યો, અને સરલા હસતી હસતી ચાલી ગઈ. ઘરમાં આવી એણે સગડી સળગાવી સપાટાબંધ ભોજન બનાવી નાખ્યું. તે પછી અંધારું પડતાં પાછી કાન્તના આગમનની રાહ જોતી જાળીએ કર ગાલે ટેકવી અધીરાઈએ જરા ઉભી. થોડીવારમાંજ સુરેશ આવ્યો. સરલાએ એને ઓટલાના પગથીઆં ચઢતો જોયો, એટલે તો એ હર્ષથી ઉભરાતે દિલે સ્હામી દોડી. અધુરા દાદરના પગથીઆંએથીજ સુરેશે ઉંચે જોયું. નયનેનયન મળ્યાં. સ્હામેજ હાથ લંબાવીને ઉભેલી પ્રેમઘેલી પત્નીને જોઈ, ચમેલીનું ગજરું જોતાંજ એનાથી હસાઈ જવાયું. અત્રેજ કવિ એની પેલી પ્રખ્યાત કડી એને અત્યારે સાંભરી આવી. What female heart can gold despise ? કઈ **સુંદરીને સુવર્ણ અથવા શૃંગારનો શોખ નથી ?** **सर्वे गुणाः** ની જગાએ તે **सर्वे जनाः कांचनमाश्रयन्ते** લખાયું હોત. તો !

"લ્યો જાવ...આવ્યા કે !" ઉપર આવતાંજ અધીરી સરલાએ એનો હાથ પકડ્યો.

"અરરરરર..."

" કેમ! શું છે?"

" અરરર! શું કહું? રહી રહીને અત્યારેજ યાદ આવ્યું. એ વાત તો હું તદ્દનજ વિસરી ગયો. હવે?"

" હેં! શું સાચું કહો છો?"

" ખરેખર! ત્હારા જીવના સોગન! તેં હમણાં સંભારી, ત્યારેજ યાદ આવી."

હર્ષથી કૂદતી અને આનન્દથી ઉછળાતી સરળહૃદયા સરલાના મોઢાનું નૂર પલવારમાં ઉતરી ગયું. એના ડોળીઆ જોતજોતામાં ઢીલા પડ્યાં. પૂર્ણ પ્રફુલ્લેલાં પુષ્પની પાંખડીઓ જેમ બિડાઈ જાય, એમ એની બીડાતી પાપણોમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં. એ ગળગળે શબ્દે બોલી: " પ્રભુ!"

" દેવી!" સરલાના માથા ઉપર હાથ ફેરવી એના વિખરાયલા વાળ સરખા કરતો સુરેશ બોલ્યો.

પતિવ્રતાએ પોતાનું માથું પતિના ખભા ઉપર મૂકી દીધું હતું. એના પ્રેમાશ્રુઓ વડે સુરેશનું પહેરણ પલળી રહ્યું હતું. છતાં નિરાશ અને હતાશ એવા એ હૈયામાંથી હજુ એકે ઊની વરાળ બ્હાર ન્હોતી આવી. પતિને ઠપકો દેવા એના બીડાયલાં હોઠોમાંથી એકે અક્ષર બ્હાર ન્હોતો પડ્યો. " આહા! આનું નામ તે સ્ત્રી! આનું નામ તે સંસાર! આનું નામ તે સ્નેહ!" સુરેશ પોતાને મનમાંજ ધન્યવાદ આપવા લાગ્યો. જ્યારે વાંચક! આજ વખતે આપણાં પેલાં **અચુના બા** હોત તો! કેવું ઘર ગજવી મેલે! અરે! ધૂળ ખંખેરી નાખે. ખરેખર! સોભાગી સુશીલાની વાત તો જુદીજ તો!

એના વાળની લટો સાથે રમતાં સુરેશે ધીરેથી એનું કરમાયલું વદનકમળ ઉંચું કર્યું. વ્હાલથી છાતી સરસી દાબતાં એ બોલ્યો: "બસ કે? આટલામાંજ રડી પડી? હું તો ઘડીક વાર ત્હારૂં પાણી જોતો હતો...પણ કંઇ નહિ...તું તો તદ્દન પોચી..."

એકાએક અમ્મર એના માથા ઉપર પડ્યું. અમ્મર જોતાંજ સરલા બધું ભૂલી ગઇ. પતિદેવ ઉપર ચઢેલી ઘડી એ ઘડીની પ્રેમી રીસ એક સપાટે ઉતરી ગઇ. વ્હાલમાં ને વ્હાલમાં "જુઠ્ઠા! લુચ્ચા! ખોટાં ખોટાં સોગન ખાનાર..." એવું કંઇ બડબડતી એ વ્હાલમને વળગી પડી. હૃદયોહૃદય અને અધરોઅધરો સંલગ્ન થયાં. અને એ મિલનમાં સ્વર્ગીય સુધાના મધુર અને મોંઘા સ્વાદની અનેરી લ્હાણ અને લ્હેજ્જત લૂંટાઇ! સહુ કોઇને એ સદ્ભાગ્ય નથી સાંપડતાં! એ તો સરલા અને સુરેશ જેવાં કોઇકજ સ્નેહ જોડલાંને!

"એક વાર પ્હેર જોઉં, પ્રિય સરલે! તને બરોબર આવી રહે છે, કે ન્હાનું-મ્હોટું પડે છે?"

"ના રે બા! હમણાંથી નહિ, ચોગાન જાય."

"અરે પણ તું કેવી લાગે છે! એ મ્હારે જોવું છે, તેનું કેમ?"

"પણ હમણાં શું? વખત આવે ત્યારે જોજોને..." એટલું બોલતાં બોલતાં તો એ શરમાઇ ગઇ.

"હવે બહુ માન ન માંગને! પ્હેરવી હોય તો પ્હેર." કહી સુરેશ ઘડી ઉકેલી નાખી પ્રિયતમાને અંગે પોતાને ફાવે એમ એ વિંટાળવા લાગ્યો. "સીધી...ઉભી રહે..."

"લાવો લાવો...નકામું પીંખી-ચીંખી નહિ નાખો."

"ત્યારે પછી ? સેને શીધે સાંધી..."

સ્વામીના અત્યાગ્રહે હારી અંતે એણે એનાથી પોતાની ગૌર દેહલતાને શણગારી. પ્હેરી રહ્યાં પછી તે સ્વામી રૂપી દર્પણની સ્હામે જોઇ જાણે એમાં પોતાના સૌન્દર્યનું પ્રતિબિંબ પડતું ન હોય ! તેમ બોલી: "કેમ ! ઠીક લાગે છેને ? હં...કેવું લાગે છે ?"

"અરે...કંઇ...વાત ! લે...જો, આમ આવ." કહી પાસેના કબાટના આયનામાં પડતું પ્રતિબિંબ સુરેશે સરલાને બતાવ્યું. એય ગાંડીઘેલી થઇ ગઇ.

"કેમ ! પસંદ તો પડ્યુંના ? ગમે છે ને ?"

[ કોણ બોલે ? કેવળ મંદ મંદ હાસ્ય-ધ્વનિ અને આંખના આછાં ચાળાં ! ]

"બોલ, છે હવે બાકી ?"

"બધું બહુએ. લો. બા ! આટલામાંજ સમજ્યા હશો કે ?"

"અરે નારે મ્હારી મીઠડી ! આબો હુંજ તારો જ્યું ને !"

"એમ ?"

"હા...ખરી વાત."

"ના...ના...ખાવ જોઉં **મ્હારા સમ.**"

"**ત્હારા સમ ! ત્હારા સમ ! ત્હારા સમ !**"

"તમે ચુક્યા નથી હોં !" **સરલા** ખડખડાટ હસી પડી.

"હવે...કેમ ?"

પ્રેમાળ પત્નીએ દોડી પતિના ગળામાં પુષ્પમાળાની જેમ પોતાના બે હાથની આંટી ભરાવી દીધી. "બહુ અદ્દલ છે હોં ! એનું શું આપ્યું ?"

"હવે એ બધું જાણીને ત્હારે શું કામ છે? તું ત્યારે પ્હેરવાની સોગન."

"ના...ના...તોપણ!"

"રૂપીઆ પચાસ."

"સાચ્ચે!"

"હે, ત્યારે શું ખોટું?"

"ખાત્ર જોઈ, **મ્હારા સમ.**"

"**ત્હારા સમ.** બસ! હવે સંતોષ થયો!" અને સુરેશે એક બાજુ આડપડખું કરી લીધું.

"જા...વ." કહેતાં સરલા જોડેના ખંડમાં દોડી ગઈ. અમ્બર ઘડી વાળી સંભાળથી કબાટમાં ગોઠવી દીધું. ભોજનથાળ પિરસાયા. પતિદેવને ભૂખ પડી. અને સુરેશ કપડાં બદલી હાથ-પગ ધોઈ પાટલે બિરાજ્યો.

"આજે શાક એવું તો સરસ થયું છે...શું!"

"**મ્હારા સમ!**"

"**ત્હારા સમ.** લે જો, ખોટું માનતી હોય તો જરા ચખાડું. આમ પાસે આવ, મ્હોં ઉઘાડ...જો ખવડાવું!"

"ઉં...હું...રહેવા દો."

"ના...ના. એક કોળીઓ તો લે. ટાઢું પડતાં એનો ટેસ્ટ (સ્વાદ) જશે."

"બસ...બસ." એણે મોઢું ફેરવી નાખ્યું.

"પણ નહિ ખાતી...જરા જો તો ખરી!" કહી વિનોદી સુરેશે પરાણે એનું મોઢું મ્હોળું કરી એક કોળીઓ એમાં દાબી ઘાલ્યો. સરલા તો થૂંકવા મંડી ગઇ.

"થૂ...થૂ...થૂ...બળી! આવી તે મશ્કરી કરવાની હોય! ખાનાં ખાતાં...જાવ...જાવ...તમે તો ભાઇ...છેકજ..."

જ્યારે સુરેશ તો પેટ પકડીને હસવા લાગ્યો. પાણી પીવાં જતાં એને અંતરાસ આવી. એટલે હવે સરલાનો વારો આવ્યો. તે હસતી હસતી બોલી:

"હસો, હસો હવે...બહુ હસો છો તે...હં...એ તો શિક્ષા.."

"ગાંડીરે ગાંડી! વટલાઇ ગઇ, કેમ? મંડપમાં બેસાડીને બધાંની વચ્ચે ઘુંઘટ માંહેના આ શશિમુખને કંસાર ખાતાં શરમ ન્હોતી લાગી કે? કહે જોઉં? તે તો ગળ્યો હતોને? તે તો થૂંકી ન્હોતો કાઢયો!"

"બસ...બસ." સરલાએ ઉઠી સ્વામીને મોઢે આડો હાથ દીધો: "તમને તો કંઇ શરમજ નથી. હવે હસાડે હસાડે છેકજ બગડતાં જાવ છો."

"એમ કે?"

"નહિ તો વળી શું?"

"**ત્હારા સમ!**"

"**મ્હારા સમ** શું કામ ખાવ છો? હું થોડી વધારે છું? હું જઇશ તો મ્હારા બાપની એકની એક જઇશ. હા...બા..."

"એમકે બા!" સુરેશે એના ચાળાં પાડયાં: "ને મ્હારી નહિ કે બા! મ્હારા કોથળી ભરીને ખરચેલાં રૂપીઆ બા!"

[ કંઈ બોલતીજ નથી. ]

"હ્યો, શાક મૂકું કે?" ભાણું ખાલી જોઈ પીરસનારીએ કડછીમાં શાક કાઢી પ્રશ્ન કર્યો.

"બસ્સું પછી. બોલ...જોઉં...પ્હેલાં. બોલે છે કે નહિ? નહિ તો આ ઉઠીને ઉભો થઈ જાઉં છું. હાથ ધોઈ નાખું છું."

"ના...ના...બેસો...બેસો...તમારી તો ખરીજ તો વળી! એક વાર નહિ પણ સાડીસત્તર વાર! એમાં કંઈ ના કહેવાય! પણ એટલુંજ કે જરા ફેર પડે!"

"તમે બૈરાં બોલો જરા બોલવામાં પેક, એટલુંજ નહિ પણ કંઈક લુચ્ચાંયે ખરાં!"

"એ વળી શું થઈ આવ્યું?"

"એ તો મ્હને એમ લાગે છે. કે **તમારે જો કંઈ કામ કઢાવી લેવું હોય, તો તમે અમને ધીમી ધીમી...અને મીઠી મીઠી...એવી તો સફાઈબંધ વાતો કરી સમજાવી દયો છો, અને શીશામાં ઉતારી નાખો છો, કે ન પૂછો વાત!** અને બિજાજ કશું ન હોય! એમ જાણ્યું, ત્યારે જ્યારે જાણતાંજ નથી, ચૂપચાપ! અને પછી જરા લાગ જોઈ એવી તો આબાદ સોગટી મારો છો, કે બસ બોબાર! બેડો પાર! કેમ ખરી વાતને?"

"હું...કંઈક એમ ખરું."

"અને પેલો લ્હાગો પાણી પાણી કરી નાખનારો ચમત્કાર અને રસ ભરેલો મીઠો સોનેરી શબ્દ! વશીકરણનો મંત્ર! "મ્હારા સમ""

એ તો જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં સંભળાય, ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે તો બસ...ત્હારો ઠરાવ પસાર! ત્હારી માંગણી કબૂલ-મંજુર..."

"બહુ સારૂ."

અને વ્હાલા વાંચક! મ્હારી સરલાના સીમંતમાં તું જરૂર જમવા પધારજે. ત્હનેય આમંત્રણ છે. જોજે ભૂલી જતો! નહિ તો પછી ત્હનેય મ્હારી એ મધુરીનાજ શબ્દોમાં સોગન છે.

"મ્હારા સમ."

* પુષ્પ ત્રીજું. *

# એમ કે ?

[ હિન્દુ-સંસારનું એક સુધરેલ દ્રશ્ય ! ]

પ્રયોજક:—"પુષ્પ."



નડિયાદ. "આત્માવળી." તા. ૨-૨-૨૬.

# નીચેનું નામ નોંધી રાખો

**આટલી દવાઓ તો તમારા ઘરમાં હોવીજ જોઇએ.**

લાહોરવાળાની એકએક રોગપર અકસીર અમૃતધારા, જામનગરવાળા વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજીની અપૂર્વ શક્ત આપનાર આતંક નિગ્રહ ગોળીઓ, બારડોલીવાળા વૈદ્ય રામશંકરની નહાના બચ્ચાં માટેની નકશી બાંબલી ઉધરસ, તથા જખમ ઉપર આશિર્વાદ સમાન પંચામૃત તેમજ દમ તથા જુની ખાંસી માટે સર્વોત્તમ એવી કફકેસરી.

કેમીસ્ટ એન્ડ ડ્રગીસ્ટ

## સી. એન. બ્રધર્સ

કણપીઠ બજાર સુરત.

આ ઉપરાંત અમારે ત્યાં દરેક જાતની વિલાયતી તેમજ દેશી ફાર્મસીની દવાઓ. સેન્ટ. સાબુ. કોલનવોટર. પેન કીલર. તમામ દરાજનો મલમ. ખુશબોદાર તેલ વિગેરે છુટક તેમજ જથાબંધ વેપારી ભાવે મળશે.

**ડાકટરો તેમજ વૈદોને માટે ખાસ વેપારી ભાવ:**

**બહાર ગામના ઓર્ડર ઉપર પુરતું**

 **ધ્યાન આપવામાં આવે છે** 

*** એકવાર * મુલાકાત * લઈ * ખાત્રી * કરો ***

## પુષ્પઃ— એમ કે ? —ત્રીજું



“ના ના, તે એનાથી રોજ ઉઠીને તમારાં ગાળ તો નહિ સંભળાય, સમજ્યા ?”

“એટલે તું એમ કહેવા માગે છે, કે મ્હારી બાયડીને અમારે કંઈ પણ કહેવું અગર ઘરનું કામ આપવું જ નહિ, ને રોજ તૈયાર પાટલે રાંધીને ખવડાવવું ! એમને ?”

“હા...હા. તે એની તબિયત સારી નથી રહેતી, એટલે એનાથી તો ઘરનું કામ નહિ થાય.”

“એટલે અમારે કરવું ! એમજને ?”

“તે તમારાથી થાય તો કરો, નહિ તો પડ્યું રહેવા દ્યો. ત્યારે એમ કહોને. હું કાંઈ ન સમજું.”

"એમ કે ?"

"હા..."

×          ×          ×          ×

ઉપરની ગરમાગરમ તકરાર ઉંઈં ૧૮૫૭નો બળવો વણિક જ્ઞાતિના એક આબરૂદાર ગણાતા ખાનદાન સદ્‌ગૃહસ્થ નામે ધીરજલાલને ત્યાં ફાટી નીકળ્યો હતો. વૃદ્ધ બાપ "બાઇ બાઇ" કહીને ઉછરેલા અને પરણાવીને પાંખ આણેલા એવા પોતાના એકના એક અંગ્રેજી સાત ધોરણ સુધી ભણેલા એજયુકેટેડ ( કેળવાયલા ) અને સુધરેલ પુત્રને આજકાલની નવી નખ જેવડી વહુની હથેલીમાં નાચી તેના તરફથી વકિલાત ન કરવાને માટે સમજાવી રહ્યો હતો. જ્યારે આ ફેશનેબલ અને સુધરેલ યુવાન પુત્ર વહુ આવતાંજ તેના હાથનું રમકડું બની જઇ પોતાના ઘરડાં ડોસા ડોસીની સામે ઘડીએ ને પળે પત્નીનો પક્ષ લઇ બુરક્યાં કરતો હતો.

દીકરાના દીકરાની ઓળી હલાવવાની હોંસમાં ડોસા ડોસીએ લાડીલા મનમોહનને એક શ્રીમંત શેઠીઆની મ્હોટા ઘરની, સળી તોડીને બે પણ ન કરે એવી, ભણેલીગણેલી, દેખાવડી અને સ્વતંત્રતા તેમજ સ્વચ્છન્દતાના પાશ્ચિમાત્ય પવનમાં સરેલી વહુરાણી શોધી આપી હતી. વૃદ્ધ વડીલોએ સારૂં ઘર અને સારો પૈસોજ જોયો હતો! કન્યાની કાંચનવર્ણી કાયાજ જોઇ હતી! પરન્તુ રૂપના એ રસિયાઓએ ગુણ જોવાની કે જાણવાની ઝાઝી તસ્દી ન્હોતી લીધી. અને તેનુંજ આ પરિણામ હતું.

પાંખ આવતા પંખીઓ માળો તજી જેમ પલાયન થાય છે, તેમ મનમોહન મોતનગૌરીના આવતાં માબાપનો મટી બાયડીનો થઇ

ગયો, અને મ્હોટે ભાગે આજ ભણેલાગણેલા યુવાનોના સંબંધમાં વસ્તુતઃ બને છે પણ એમજ ! એ પૈસાદારની પુત્રીના પનોતાં પગલાં ઘરમાં થતાંજ જરાતરા માબાપની લાજ–મર્યાદા સાચવતો કૂળદીપક છેકજ છાપરે ચડ્યો. દિવાની યુવાની અને અભિમાની શ્રીમંતાઇ ! સોના અને સુગંધનો સંગમ ! પછી શું પૂછવું ? પીંગળામાં ભરથરી અને કુળાસીમાં તુલસીદાસની પેઠે મોતનમાં મોહન અંધ થઇ ગયો. મુંબઇની શેઠાણી થઇને હરતીફરતી એ શ્રીમાનની કન્યા ઘરમાં સળી તોડી બે ન કરતી, પરન્તુ અવનવા શણગાર સજવામાં, ભાતભાતના વાંકા સેંથા પાડવામાં અને મોઢા ઉપર પાઉડર લગાડવા પાછળજ કલાકોના કલાક કાઢતી. સ્હવારના ન્હાપાણી અને બપોરના ભોજન પછી પણ એ માળ ઉપર જઇ પલંગમાં આડી પડતી, અને પડી પડી આરામથી નોવેલો વાંચતી વાંચતી પોઢી જતી. સાંજે જ્યારે વૃદ્ધ સાસુ–સસરા દેવદર્શને જતાં, ત્યારે આ શ્રીમાનના સુધરેલ પુત્રી કોઇ વાર એકલાં તો વળી કોઇ વાર પોતાનાજ મતને મળતાં એવા પતિદેવનો હાથ હાથમાં લઇ બાગબગીચા અગર સીનેમાની ખુરસી શોભાવતાં. તેમ છતાં કોઇ દિવસ બાપડી વૃદ્ધ સાસુ ભોગજોગે પણ વહુરાણીને નીચે નળથી પાણીનો ઘડો ભરી લાવવા, અગર તો નાહી એમનેએમ પડતું મૂકેલું એમનું અગર એમના પતિનું વસ્ત્ર ધોઇને જરા સુકાતું કરી દેવા, અથવા તો જમવા બેઠેલા સસરાજીને જરા પાણીનો લોટો ભરી આપવા ક્હેતી, તો બાર વાગ્યાં સમજવાં ! રામનું રામાયણ લંબાય, રજનું ગજ થાય, અને છેવટે એટલેથીજ ન અટકતાં એ ફરિયાદ રાતના ઉપલી હાઇકોર્ટમાં ( પતિની પાસે ) નોંધાય, અને સ્હવાર પડતાંજ ફરિયાદીના વકીલ તરફથી (ધણી) એ બારે અપીલ પણ થાય, અને પછી

અને " કછ્યાનું મ્હોં શાનું " કરી બાપડાં વૃદ્ધ ડોસા-ડોસી પોતાના બોલેલા બોલ દિલગીરી દેખાડી પાછા ખેંચી લે! અને તેમ છતાંય એ શ્રીમતીના ધુંવાપુંવા અને ડરામણાં તો હમેશનાં જુદાંજ! જનીજ!

× × × ×

" તે...અભાગણી એવાં મોટાં અધમણીઆં ઘડા-ગાગર લઇને ચારણની માફક દહાડા તો નહિ ચઢાવાય! હા...તમને શું? અમારી તો ત્રણ દહાડામાં કમ્મર એવડી વળી જાય. રામજ્યાને આ......ને પાણીનો લોટો ઢીંચવા જોઇએ, ત્યારે પહેલેથીજ ભરીને બેસતાં શું હાથ-ટાંટીયા ભાંગી જાય છે? વહુ તો આજજ આવી. એના ઉપરજ આટલી શેકામ કે? વહુના હાડકાં તો લોઢા-લાકડાના ઘડયાં હશે કેમ? હું કાંઇ એવી વધારે નથી. આ! મ્હારા બાપની એકની એક છું."

" ઠીક છે, ઠીક છે. ત્હારા વરને આવવા દેને. પછી ત્હારી વાત!"

" તે...એ શું કરવાના હતા? કાંઇ ફાંસીએ તો નહિ ચઢાવેને? લ્યો, મ્હોટાં દીકરાંના ડરામણાં દેખાડનાર ન જોયાં હોય તો! હું થોડી કાંઇ તમારા લોકની ઓશિયાળી છું? હજુ તો આવ્યાને પૂરા આઠ દિન નથી થયા, ત્યાં તો જીવ બાળી બાળીને અડધી કરી નાખી. બળ્યું આ તે સાસરૂં કે......"

અને સાસુ શું બોલે? ડંડીગાર! તેમાંય વળી પાછો છોકરો પણ હાથમાં ન મળે! એય બાયડીનો ગુલામ. એટલે પછી દિવસ જતાં ઘરમાં મોતનનું ચઢી વાગ્યું. ખાવાનો વખત થાય, ત્યાં સુધી તો ત્રીજે મેડે પલંગમાં પડી પડી નવલકથાઓ વાંચ્યા કરે, ને ટાઇમસર બારસેથી રૂડી પાટલે ગોઠવાય. ઝાખું કે પાછી ઉપર! તેમાં જો સાસુ

અગર સસરા સ્વામીનાથની ગેરહાજરીમાં એને કોઇ કામ સોંપે, તો મોઢું ચઢાવી બબડતી-ફફડતી એવું કરે, કે શેકીને વાવવા જેવું થાય. બરાબર એકના બેજ ટુકડા કરી નાખે. એટલે એને કામ પણ કોની હિંમત કે સોંપે?

આજ એમના પ્રેમઘેલાં પતિદેવ જમી-પરવારી નોકરી ઉપર સિધાવ્યા હતા. તે પછી બરાબર બપોરે અગીઆર વાગે 'જમવાની વખત થઇ,' એવી નીચેથી બૂમ પડતાંજ શેઠાણી નીચે આવી સ્નાન કરવા બેઠાં. દોડધામ અને લફડફફડ કરતાં ઉતાવળમાં એમનું ઝીણું જાળી જેવું ને બગલાની પાંખ જેવું કોરૂં ધોળું લુગડું ડોલ ( બાલદી ) ના ખૂણામાં ભેરવાતાં ચરરરર કરતું કે ચીરાઇ ગયું. સ્હામેજ ઉભા ઉભા સાસુજી તુલસીપૂજા કરતાં હતાં, એમણે એ જોયું. એમની ઘરડી ઝીણી અસલી અને કરકસરી આંખો એ ન જોઇ શકી. એમનાથી ન રહેવાયું. એ ધીરેથી બોલ્યાં: " વહુબેટા ! આમ જરા જોઇને તો ચાલો. નવું ને નવું લુગડું હજુ તો ગઇ કાલેજ કાઢ્યું, ને આજ તો આખું ફરી નાખ્યું. આવી રીતે બેકાળજીથી વાપરો તે કેમ પાલવે ? આમ ખાતાં તો કુબેરના ભંડારે ખૂટી જાય. નીતિએ નારાયણ વસે, ને અનીતિએ કુતરા ભસે. "

બસ થઇ ચૂક્યું. એક તો લુગડું ફાટવાથી શ્રીમતીનો મિજાજ છટક્યો હતો, તેમાં સાસુજીના શબ્દે અગ્નિમાં ઘીની આહુતીની ગરજ સારી. એમના ધુંધવાયલાં અંતરમાંથી સાસુજીને અકળાવવા ધુમાડાના ગોટેગોટ છૂટ્યા:

" તેમાં તમારૂં શું લૂટાઇ ગયું ? તમે શા માટે એટલા બધા તપી જાવ છો ? ગયું તો મ્હારૂં ગયું. મ્હારા બાપનું ગયું, નથી કંઇ

તમારા દીકરાના પરસેવાના પૈસાનું, સમજ્યાને? જ્યો, મ્હોટાં દબડાવવા આવ્યાં છો તે! એ તો ઠીક છે, કે તમારા ઘરનું નથી, નહિ તો કોણ જાણે કેમનું કેમ કરી નાખો!" એટલું બોલતાં બોલતાં તો એ આડોશી પાડોશીઓને દેખાડવા આંખે લુગડાંનો બીનો છેડો દાબી ખોટાં ડુસકાં ખાવા લાગી.

કોઇ જોશે તો કંમત કરશે, અને ઘરડે ઘડપણે નાહકની ધોળામાં ધૂળ પડશે; બ્હારી બાપડી સાસુની આંખો ભરાઇ આવી. એકના એક દીકરાની વહુના માથા ઉપર હાથ મૂકતાં ડોસી હવે ધીરાં પડી સમજાવવા લાગ્યાં: "વહુબેટા! તમે કાંઇ નવાઇના થોડાં છો! જે આમ ઘરમાં ટીચકી સરખીયે ફોડતાં નથી. બધાંને ત્યાં વહુ આવે, અને સાસુ-સસરાનું અને ઘરનું કામ ઉપાડી લે, એમાં આમ રોજ ઉઠીને પેડફજેતાં શા! એમાં વળી ન્હાનમ્ શાની? બ્હેન! પૈસો તો આજ છે, ને કાલે નથી. આ માટીની દેખાવડી દેહ! રૂપની રોશની! ઝાકળના બિન્દુ જેવી! હમણાં છે, અને પળ પછી નથી, એવી ચંચળ છે. એની ઉપર આટલું અભિમાન અને આસ્થા રાખવી ખોટી!"

"હા...તે બધાને ત્યાંય સાસુઓ હોય છે, પણ કંઇ તમારા જેવાં રોજ ઉઠીને "રાં...ત્હારો રોટલો ને ઘડતાં ભાંગ્યો." જેવાં સ્વભાવના નહિ તો બા! લોકોને ત્યાં જરી જુઓ, એકની એક વહુને પ્હેરાવી-ઓઢાવી, ખવડાવી-પિવડાવી કેવી છાતી પર ને છાતી પર રાખે છે. બધાં વહુ લાવે છે, પણ કોઇ તમારી માફક નવાઇની નહિ."

"ત્હારા જેવી વહુઓ જો હિન્દુ-સંસારમાં ઘેરઘેર હોયને, તો પછી પૂર્વનો સૂર્ય રોજ પશ્ચિમમાં ઉગે. સમજી? અમેયે એક દિવસ

તમારી માફક વહુ બનીને સાસરે ઘર માંડવા આવ્યા હતા. હમારે માથેય સાસુ–સસરા હતા. પણ અમે કંઈ છેક તમારા જેવાં આખા શેઠ થઈને ન્હોતાં બેસી રહેતાં. અમારે શું ? અમે તો આજ છીએ ને કાલ નથી. ક્યાં તમારી સાથે આખી જીંદગીભર રહેવાના હતા ! હમણાં તો આ સાસુની શિખામણો કડવી ઝેર જેવી લાગશે, પણ જ્યારે માથે પડશે, ત્યારેજ ખબર પડશે, કે સંસાર આમ ચાલે છે."

"બહુ...સારૂ."

× × × ×

એક બાજુ સાસુજી તો બીજી બાજુ વહુજી ગુસ્સામાં ને ગુસ્સામાં મોઢું ચઢાવીને ચાલતા થયા. સાસુની શિખામણને ઓગળીને પી ગએલી બોતને આજ રીસમાં ને રીસમાં ખાધું પણ નહિ. ચોટલો છોડી નાખી વિખરાયલા વાળે અને વસ્ત્રે તે પતિના કાન ફૂંકવા તેની વાટ જોતી પલંગ ઉપર જઇ પડી. સાંજ પડતાં મનમોહન નોકરી ઉપરથી છૂટી ઘેર આવ્યો. વાળુ કરતાં કરતાં વહુને ઘરમાં ન જોવાથી તેણે પૂછ્યું:

"બા ! તમે બધા જમ્યાં ?"

"ના." ડોસીએ ટુંકોટચ્ચ ઉત્તર વાળ્યો.

"કેમ ? એ ક્યાં ગઇ છે ? દેખાતી કેમ નથી ?"

"કોણ જાણે ભાઈ ! આજ સ્હવારનુ ખાધુપિધુયે નથી. મ્હે બહુ બહુ કાલાવાલા કર્યાં, પણ નીચે ન ઉતરી તે નજ ઉતરી. કોણ જાણે આજ વળી પાછું શુંયે ભૂત ભરાયું છે ! તોબાહ ભગવાન ભાઈ ! તારી વહુથી તો !"

"ત્હેં કંઇ એને કહ્યું હશે!" હાથ ધોતાં કૃષ્ણદીપક બોલ્યાં.

"મ્હેં તો કશુંયે નથી કહ્યું. મ્હારે શું ત્હારી બાયડી સાથે બાગબાગ બ્હેંચવા હતા? અને હોય! એ તો ઘર છે! કદાચ ભૂલ થાય તો એ સારી-નઠારી વાત કહેવી પણ પડે! તેમાં વળી એટલો બધો તાનો ને રીસ શાની? અને તે પણ કોના ઉપર? હું કહેવા લાયક છું, ને **એ** સાંભળવા લાયક છે. તડતડ જેમ ફાવે એમ ધાણીના ફુટડાની માફક સામા જવાબ આપવા કરતાં મ્હોટાંની એ વાત નીચા મુંડીએ સાંભળી રહેવાથી કાંઇ ન્હાના બાપના કે ઓછી આબરૂના નથી થઇ જતા. સમજ્યોને!"

"હા...હા...એ તો હવે હું બધુંય બરાબર સમજી ગયો." કહેતો **મોહન** દાદર ચઢી પોતાના શયનખંડમાં આવ્યો.

પતિના પગલાંનો ખડખડાટ સાંભળતાંજ **શોભાએ** સ્ત્રી-ચરિત્રની ભૂમિકા ભજવવા આંખમાં ખોટાં આંસુ આણી બનાવટી સ્વાંગ ધારણ કરી લીધો હતો. મનમોહને એ રીસાયલી શોભાને મનાવવા બહુ બહુ પ્રયત્નો કર્યાં. પણ દેવી જગદંબાની રીસ ન ઉતરી તે નજ ઉતરી. એ તો આંસુડાંના અવિરત ધોધ વહેવડાવવાં લાગ્યાં.

"પણ શું થયું છે? તે તો મને કહે."

"જાવ. મને બોલાવશો નહિ. મ્હારે હવે કોઇને કંઇજ કહેવાનું અને સાંભળવાનું નથી રહ્યું. મહેરબાની કરી હવે મને સળગી રહેલીને વધુ ન સતાવો."

"પણ છે શું? તે તો કહે. બોલે એના બોર વેચાય."

"બોલવાનું હજુ શું બાકી છે ? મુઇ હું અભાગણી ! આખો દિવસ અહીં ઘરનું ગધ્ધાવેતરું કરવા છતાંય તમારી માનો તાપ ને જીભ તો જાણીને જાણીજ. હાય હાય રે મા ! મ્હારૂં અહીં કોઇ સાંભળનાર નહિ. એટલેજને ?" સ્ત્રી–ચરિત નાટકનો પહેલો સીન અશ્રુદર્શન મોતને ધડાકા સાથે ઉપાડયો.

"પણ ત્હને એવું તે શું કહ્યું ? તે તો કહે."

"અરે મુઇ. નહિ જેવી ધૂળગજાની વાત. આ જરા મ્હારી અસ્વસ્થ પ્રકૃતિને લઇને ન્હાવા જતાં મ્હને ફેર આવવાથી હું પડી ગઇ, ને લુગડું ભરાઇને જરા ફાટયું, તેમાં તો આ તમારી માએ ( એની તો કંઇ સગીજ નહિ ! ) મ્હારે માથે ઝાડોના ઝાડ તોડી પાડયાં. રોજ ઉઠીને કંકાશ ! બળ્યું આ ઘરમાં તે કેમ રહેવાય !"

"શું વાત એટલી બધી વધી ગઇ છે ?"

"તો શું ? તમારે થોડું કંઇ આખો દિવસ ઘરમાં રહેવું છે, કે ખબર પડે ? તોપણ વ્હાલા ! તમારી શરમ અને બ્હીકને લઇને આજ સુધી તો હું અક્ષર સરખોય ન્હોતી બોલતી, ઘાંચીના બેલની માફક નીચી મુડીએ જે કંઇ કહે તે સાંભળ્યા કરતી, જે કંઇ સોંપે તે કર્યા કરતી. આપણા મનમાં કે હશે ! મ્હોટાં છે, મુરબ્બી વડીલ છે, એટલે ભલે કહે. એમના બોલવા તરફ ન જોવું. પણ ભાઇસાહેબ ! હવે તો હદ થાય છે. સહન પણ મૂવું કરી કરીને કેટલું–ક્યાં સુધી થાય ? હવે તો મ્હારાથી બોલ્યા વિના નથી રહેવાતું. અને જો તમે કંઇ નાથ ! હવે આ અભાગીનીની અરજ ધ્યાનમાં નહિ લ્યો, તો પછી હું જરૂર કોઇ વખત કુવો તાપી કરીશ, આપઘાત........"

એટલું બોલતાં બોલતાં તો એનું ફૂલકાં ભરતું માથું લાલચોળ આંખોવાળા એના બાપલા ધણીના ખોળામાં પડ્યું.

અંગ્રેજી ભણેલા પણ ગણેલા નહિ એવા યુવાન મનમોહનની આંખમાંથી અંગારા વરસવા લાગ્યાં. એ ઉશ્કેરાયલા અંગે સમજાવી પટાવીને પત્નીને શાન્ત પાડી. "ઠીક છે, આજની રાતજ આડી છે. કાલ સહવારે બધું બરાબર થઇ રહેશે." કહી એ વિચારના વમળમાં ગોથાં ખાતો ખાતો આડો પડ્યો.

અને સહવારના પહોરમાંજ પથારીમાંથી ઉઠતાંની સાથેજ પટાંઆં પાડતી બેનને વળી પાછી કમીનીઆ ઓહ્રલના શાણી ઉંચી માંરી, એટલે જેમણે આખી જીંદગીમાં કરકસરજ જોયેલી, એવાં ડોશીથી ફરી પાછું બોલ્યા વિના ન રહેવાયું:

"વહુ! જરા હાથમાં જોર રાખો. તમારા નુકસાનથી તો આ ભગવાન તોબાહ! હોદશેર ખાવ છો. ને પછી આવા જુવાન જોદ્ધ જેવા હાથમાં એટલી શીશીએ બરાબર નથી જેરવાતી? એવી તે શી ભાંડધાડ!"

પાસેજ મનમોહન બેઠો બેઠો ચાહ પિતો હતો. તેને ખાસ દેખાડવા ને સંભળાવવા બેનને આંખમાં આંસુ આણી રુદ્ર નાસના ભારામાં દેવતાની ચાણગારી મૂકી. "તે બા! કાંઇ જાણી જોઇને-હાથે કરીને થોડું ઢોળ્યું છે?"

"તો શું પગે ઢોળ્યું? અત્યારથી આવા છતી આંખે આંધળા શાના છો?"

"હવે, હોય! બા! તુંએ આવો સત્તરમી સદીનો ચીકણો સ્વભાવ શું રાખે છે? એમાં શું મ્હોટી વાત આવી ને દાંતણાં દેવાણ

ગયાં ? બીજી લાવશું." રાતના ઉકળેલા પણ માતાનું મોઢું જોતાંજ પાછા સ્હવારે શાન્ત પડી ગએલા મોહને વહુની વ્હાર ખેંચી.

"ત્યારે ટોળવા દઉં, કેમ ભાઇ! એ તો જુદું ઘર માંડીને રહ્યા હોયને, ત્યારેજ એ બધી ખબર પડે, કે ઘર કેમ ચાલે છે? એવી કરકસર કરી કરીને તો ત્હારી માએ ત્હને મ્હોટો કર્યો, ભણાવ્યો-ગણાવ્યો અને પરણાવ્યો, સમજ્યો ભાઇ? જો આમ તમારી પેઠે બાપ લાખ ચાળીસના દીકરા થઇને આંખ મીંચીને આવ્યું એટલું ઉડાવ્યું હોત, તો આ દહાડાય તું ન દેખત. ભાઇ! એ તો જેને પડે, એજ જાણે. પ્રસુતીની પીડા વંધ્યા શું જાણે?"

"હવે પડી ખબર! બીજા બધાંને માબાપ હોય છે કે નહિ? જેને નથી હોતાં તે નહિ ચલાવતાં હોય, કેમ? ભૂખે મરી જતા હશે!"

"તે જરા એમને જઇને પૂછી જો, એટલે બધીય ખબર પડે. માથે મ્હોટાં બેઠાં હોય, એનો જરા ફેર પડે, ફેર. આખરે પણ તે તમે જુવાનીઆ તે જુવાનીઆજ. અમે તો આટલાંય કાઢયાં, અને આવા વખતમાં હવે તમે અમારાં જેટલાંય કાઢોને તો બસ! ભાઇ! અત્યારે તો નહિ પણ વખત આવે બધીય ખબર પડશે."

"પણ ત્હારે એને એમ વાતવાતમાં, હાલતાં-ચાલતાં ટોકવાની કે તોડી પાડવાની શી જરૂર? ત્હને એનુ મ્હોં નથી ગમતું?"

"મ્હને નહિ પણ ત્હારી વહુનેજ મ્હારૂં મોઢું નથી ગમતું. -સમજ્યોને?"

"તે એવા તે ત્હારા શા ગુણ? એવો તે ત્હારો શો સ્વભાવ?"

"હારતો ભાઈ! આજ સુધી માબાપ સારાં હતાં. હવે વહુ આવી એટલે નઠારાં થઇ ગયાં. સારૂં અને ખરૂં કહેતાં પણ ભુંડા લાગીએ, ને દુશ્મન દેખાઇએ છીએ."

"પરન્તુ તમને એક બીજાને ન બને તે. આજથી હારે એને ન બોલાવવી, કોઇ-કોઈના નામજ ન દેવા. બસ! એ એને રસ્તે, અને તું હારે રસ્તે."

"એટલે?"

"એટલે એમજ કે સહુએ પોતપોતાનું સંભાળવું. પારકી પંચાત ન કરવી."

"પારકું કોણ? એ કે હું? શું ઘરમાં ઘરડી મા રોજ રાંધે, અને આજકાલની આવેલી, ઢીંચણ જેવડી વહુ ખાસ્સી સ્હામે બેસી જોયાં કરે, અને સુતીસુતી ચોપડીઓ વાંચે, એ સુધારો ચાલવા દેવો! શું હારા બાપ પાઇ પાઈ ભેગી કરી આ સુખને માટે વહુ લાવ્યાં? હોય! એ તો ઘર છે. વખત આવે તો બે વાત સારીનરસી કહેવીયે પડે, ને સાંભળવીયે પડે, તો વળી વખત આવે મ્હોટું મન રાખી એવા કોઇ ઘુંટડા મનમાંય ગળી જવાં પડે, અગર કોઇ વિષય પર આંખ આડા કાને કરવા પડે, તેમાં થઇ શું ગયું?"

"તો પછી રોજ ઉઠીને આવા કંકાશ કેમ પાલવે વારૂ?"

"એટલે શું હારૂં એમ કહેવું છે, કે હારી વહુને કંઇપણ કહેવું નહિ. એ જેમ કરે એમ કરવા દઉં, જેમ બોલે એમ બોલવા દઉં, જેમ નાચે એમ નાચવા દઉં, એમજને? બસ, આંખો અને મોઢું બને બંધ કરીને બેસી રહું. રા...કે કૃષ્ણ કંઈ કહેવુંજ નહિ."

"હા...તે કહેવું હોય તો કહેવાની રીતે."

"એમ કે ?"

અને પાસેનાજ હીંચકા ઉપર ચોપડામાં માથું ઘાલી બેઠેલાં ધીરજલાલ આ બધોય સંસારનો ઝઘડો ક્યારના શાન્ત અને એકાગ્ર ચિત્તે સાંભળી રહ્યાં હતાં. એમનો મગજ હવે ફાટયો. ચોપડામાંથી મોઢું બ્હાર કાઢી એ બોલ્યા: "તે અલ્યા મોહન ! તું કયાર ક્યારનો બૈરીનું ઉપરાણું લઇને ત્હારી માને શાનો દબાવ્યા કરે છે ? હેં ! તું કંઈ એનું પૂરૂંભૂરૂં કરે છે ? બાયડી ત્હને એકલાનેજ છે, કે દુનિયામાં કોઈ બીજાને હશે ? એવી તે ત્હારી બાયડી શું શેઠાણી છે ? કે ઘરનું કામકાજ કરતાં એના પગની મેંદી ઘસાઇ જાય છે ?"

"જો મ્હોટી નવલશાની દીકરી નહિ જોઇ હોય તો ! પાછો એનો ધણી કમાઇ કમાઇને અહીં ધનના ઢગલા નથી વાળી દેતો. ત્યારે ?" ડોસીનેય હવે જરા હુંફ આવી.

"સીધાંસીધાં રહેવું હોય તો આ ઘર છે, નહિ તો કાલ સ્હવારે તું ત્હારે ત્હારી બાયડીને લઇને ચાલતો થા બા ! રસ્તે પડો. હવે કંઇ છેક ન્હાના-દૂધપીતાં નથી. અહીં તો બધાનું અને બધુંય સાંભળવું પડશે. જુદું ઘર માંડીને સ્વતંત્ર રહો, ત્યારે તમારે ધણીધણીઆણીને ફાવે એમ નાચજો. તમને કોઇ રોકનાર-ટોકનાર નથી. સમજ્યા ?"

"ઓહ્ ! ભલે ! એમાં શું થઇ ગયું ? કાલે શા માટે ? તમે કહેતા હો તો અત્યારેજ ચાલતો થાઉં. કયાં બધાનેજ માબાપની અને મિલ્કતની આશા હોય છે !"

"જાવ, સુખેથી જાવ, અમારા આશિર્વાદ છે, કે જુદું ઘર માંડીને જાતમહેનતથી ઘરસંસાર ચલાવી ત્હારો અને ત્હારી બાયડીના

મનનો આ તો ( મનોરથ ) પૂરો કરો. બાયડી નચાવે એમ નાચે એવા બાયલા-વહુઘેલા દીકરાની અને આવી બાદશાહની દીકરી જેવી વહુનું મ્હારા ઘરમાં કંઈજ કામ નથી. "

" લે ચાલ, શું જુએ છે? કપડાંલત્તાં બાંધી લે." પત્નીનો હાથ પકડી ક્રોધમાં ને ક્રોધમાં મોહનલાલ તેને લઈ ચાલ્યા જવાની તૈયારી કરવા ઉપર ચાલ્યો ગયો.

અને મોહનને તો બસ...એટલુંજ જોઈતું હતું. બંનેએ કપડાંલત્તાં બાંધી પેક કરી જોયા વિચાર્યા વિનાજ એકદમ ઉતાવળું પગલું ભરી જુવાનીના જોશમાં ચાલવા માંડયું. વૃદ્ધ ડોસા-ડોસીની આંખ પ્રેમ-આંસુથી ભીના થઇ રહી હતી. છતાં એ સપૂત દીકરાને આવે ઘરડે ઘડપણ્ નહાનેથી મ્હોટા કરનાર માબાપને છોડી જતાં વિચાર સરખો પણ ન થયો. જુઓ! ન જોયાં હોય તો જોઇ લ્યો. આજકાલના અંગ્રેજી ભણતર ભણેલાં સુધરેલ અને સપૂત એવાં આ દીકરાઓ! અને ફેટેલ અને ફેશનબલ એવી પૈસાદારની પુત્રીઓ! વહુરાણીઓ!

" છોરૂ કછોરૂ થાય, પણ માવતરનો પ્રેમ ન બદલાય." એ ન્યાયે વૃદ્ધ ડોસીએ પોતાના પતિને "ગઈ ગુજરી ભૂલી જઈ" પુત્ર વહુને સમજાવી-પટાવી પાછાં તેડી લાવવાં બહુ બહુ સમજાવ્યું, પરન્તુ જવાબમાં દ્દઢનિશ્ચયી અને અનુભવી ડોસાએ મક્કમ દીલે કહ્યું: " તું ફિકર ન કર. થોડા વખત અકળાઇનો અનુભવ લેવા દે, અંતરના અરમાન પૂરાં કરવા દે. પછી એની મેળે અથડાઇ-કૂટાઇને પાછાં ઠેકાણે આવશે. ક્યાં જવાના છે? એ તો સહુ કોઇ સ્નેહીસંબંધીનું

ઉપલકીઉં કહેવાનું, બાકી આજના વખતમાં જીંદગીભર કોઇએ પણ ન સંઘરે. એ તો ઠોકર વાગ્યા વિના એમનેએમ અક્કલજ નહિ આવે."

× × × ×

આજ મોતનને જુદું ઘર માંડીને રહ્યાને લગભગ બે માસ થવા આવ્યાં છે. પહેલાની રૂષ્ટપુષ્ટ મોતન તે આજ માથે પડતાં રોટી દાર અને પાણી સોટી જેવી થઇ ગઇ છે. મનમોહન પણ મહીનાના ચાર દિવસ હાથે બાળા ટીપીટીપીને હવે સંસાર-લ્હાવાથી સંપૂર્ણ ધરાયો છે. પચ્ચાસ રૂપરડીમાં ઘર કેમ ચાલે છે? તેની હવેજ એને ગમ પડી છે. આજ મેટ્રીક તો શું પણ બી. એ. અને એમ. એ. થયેલાં જ્યાં સાડીસાતસો સરિયામ રસ્તા ઉપર અથડાય, ત્યાં મોહનના તે વળી શા હિસાબ? "આજ તો દાળ નથી...અને આજ તો ચોખા નથી. ઘી મુદ્દલે નથી, અને ગોળ આજનો દિવસ ભાગ્યેજ ચાલશે." એવી એવી રોજ ઉઠીને છપ્પનસો ચિન્તામાં ને ચિન્તામાં તે સુકાઇને અર્ધો થઇ ગયો હતો.

જ્યારે ભણેલીગણેલી અને અપ-ટુ-ડેટ મોતનને પણ હવે પહેલાંના માફક ફેન્સી વાળ હોળવાની, કોરાં કડકડતાં દરરોજ ધોયલાં લુગડાં પહેરવાનો અને નોવેલ વાંચવાનો નવરાશ નહોતી મળતી. પતિ-પત્ની વાતવાતમાં હવે વાંધો પડતાં લઢી પડતાં. પ્રેમનો નિશો અને જુવાનીનો તોર બંને હવે ઉતરી ગયા હતા. મોતન અને મોહન બંને હવે એક બીજાથી કંટાળી ગયા હતાં.

બળેલો-ઝળેલો મોહન પૈસાનાજ વિચાર કરતો કરતો આજ સાંજે નોકરી ઉપરથી ઘેર આવ્યો. ત્યાં તો વાડામાં લુગડાં ધોઈ થાકીને

ક્રોધ થઇ આવેલી **મોહ**ને આજ બહુ દિવસથી દાબી રાખેલો અંતરનો ઉભરો એકદમ બહાર કાઢ્યો.

"બળ્યું ! આ લુગડાં ધોઇધોઇને તો હવે આ કેડે રહી ગઇ, ને વાસણ માંજી માંજીને આ હાથે છાલાં પડ્યાં. દરરોજ કહું છું, પણ તમારી આંખજ ક્યાં ઉઘડે છે ? તમારે પરવડે તો આ કાલથી તમારૂં ધોતીઉં તમે નાહીને જરા હાથેજ નિચોવીને સુકાવા નાખી દેજો, ને નહિ તો ધોનારી અને કામ કરનારી રાખો, ને આવડાં મ્હોટાં પાણીના ઘડાંયે મ્હારાથી તો આ હવે નીચેથી હાદરો ચઢાવી-ઉંચકીને નથી ઉપર ચઢાવાતાં. તમને શું ? પાણી ખેંચી ખેંચીને દોરડાથી આ હાથ લાલ લાલ થઇ ગયાં. જુઓ તમારે જોઇએ તો નળ કરી આપો."

"પણ કઇ આવક ઉપર ?"

"ચુલામાં ગઇ આવક ! તેમાં મ્હને શું કહો છો ? મ્હારે શું ! ત્યારે અમે તે મુઆ કંઇ માણસ છીએ કે ઢોર ? અમારામાંય કંઇ જીવ છે કે નહિ ? અમે તે શું કરીએ ? એટલે હાથે બધુંય કરી કરીને મરીએ."

"ત્યારે ઘરનું કામ તું નહિ કરે તો શું હું કરૂં ?"

"તે તમારે જોઇએ એમ કરો. બીજાના ઘરમાં શું મરદો કંઇ હાથ-લાકડી કરતાંજ નહિ હોય ? તમારે તો રોજ આવીને આ-તૈયાર પાટલે ગોઠવાઇ જવું. બસ, બીજું કંઇ છે ?"

"**એમ કે ?**"

"નહિ તો વળી !"

"અને બ્હાર નોકરી કરવા તો બીજો લોકો બાપ જતો હશે. કેમ ?" **મોહ**ને લાલચોળ આંખે ગર્જના કરી.

"ઓહો ! તેમાં શી મ્હોટી નવાઈ કરી ?"

"તું તો મ્હોટી નવલશા-હીરજીની દીકરીને !"

"હાસ્તો, નોકરી ! નોકરી ! કરીને બ્હીવડાવો છો, ને આટલા વખતમાં નોકરો કરીને મ્હને શું વાલની વીંટી બંધાવી દીધી ?"

"તો ત્હને નહિ તો કયા ત્હારા બાપને બંધાવું છું ?"

"જુઓ, વળી ! હા...જરા જોઈ વિચારીને બોલજો. વધારે ઓછી વતી જીભ ન લંબાવશો. ઓછી તમારી ઓશિયાળી છું ? પગથી તે માથા સુધીની પોણીપાંનસો ચીજ તો મ્હારા બાપનાં ઘરની પ્હેરું છું. નથી તમે એક વાલ સોનું વસાવી આપ્યું, કે..."

**"એમ કે ?"**

"હા...હું ન્હોતી જાણતી કે..."

"તો ત્હારા બાપને કહેવું હતું ને કે કોઈ ગાડીઘોડામાં દરરોજ ફેરવે, અને ત્હારાં બધાંય મોજશોખ પૂરાં કરે એવો લખપતીનો દીકરો જમાઈ તરીકે શોધે..."

"બાપ શું કરે ? બાપે તો બહુએ સારું જોયું, પણ નસીબજ આવું ત્યાં કોઈને શું કહીએ ? પણ એ બાયડીને પાળવાની, એનું પોષણ કરવાની શક્તિ ન્હોતી, તો પછી પરણ્યા શું કરવા ?"

"જખ મારવા"

"ઘોડે ચઢીને તો વ્હેલા વ્હેલા આવ્યા હતા."

"તે ત્હારા બાપને પૂછ. સ્હામે આવીને આગળથી ચોખા ચોટી ગયો હતો."

"બહુ સારું, એસો હવે નભાગ કરતાં તો મ્હારા બાપા સો દરજ્જે સારા છે."

"તો જા ત્હારા બાપને ત્યાં રહે. અહીંઆ ત્હારું નહિ ચાલે."

"ઓહો ! ને એમાં વળી બ્હીક શાને બતાવ્યાં કરો છો ? તમને નથી પણ મ્હારાં બાપને તો સોનાની-લાખની છું. સમજ્યાને ? એકની એકજ઼ું. ત્યાં તો હું ફુલે પૂજાઉં."

"ત્યારે ! શું કહેવાય ? ત્હારો બાપ તે કોણ ?"

"હવે રાખોને. જાઇશ તો મોડું આટલું થઇ જશે. અરે ! જો આજે જાઉં, તો કાલ સ્હવારેજ ખબર પડી જાય."

"અરે પણ અત્યારેજ ચાલતી થાને ?"

"બહુ સારૂ, જો એમજ છે, તો લ્યો ચાલી. તમારી સત્તરવાર ગરજ પડે તો તેડવા આવજો."

"ભલે, જાવ, સિધાવો."

"ડુસ્સામાં ને ડુસ્સામાં એ પૈસાદારની પુત્રી કપડાંની પોટલી બગલમાં મારી પિએર ચાલતી થઇ ગઇ. સાસરૂં અને પિએર એકજ ગામમાં હોઇ બહુ દૂર ન્હોતાં. ઝગઝગીઆં ભરેલી આંખે એ એને જતી જોઇ રહ્યો. આજ બરાબર બે માસે એને પોતાનું ઘર અને પેલો માતા સાથે ટટો કરી જુદો પડયાંનો પ્રસંગ સાંભરી આવ્યો. પિતાના એકેએક બોલ આજ તેના કાનમાં પડઘા પાડી રહ્યા હતાં.

× × × ×

"મોતન એના બાપને ઘેર ગઇ. હવે હાથે રાંધવાની કડાકૂટને લઇને મોહનને નોકરી ઉપર જતાં મોડું થવા લાગ્યું. એ વિહ્વળ બન્યો. એવામાં એને નોકરી ઉપરથી પણ રજા મળી. આ નવા આઘાતની ચિન્તાએ એના નબળા મન ઉપર ઉંડી અસર કરી. એ માંદગીને બિછાને પટકાયો. અત્યારે એની સારવાર કરનાર કોઇ ન્હોતુ

એક ભલા નિશાળીઆએ મોહનની આ માંદગીના સમાચાર એના માતા પિતાને પહોંચાડયા. આખરે માબાપ તે માબાપ ! પુત્રની

માંદગીની ખબર સાંભળતાંજ તેમનું હૈયું હાથ ન રહ્યું. એમનો ટેક તૂટી ગયો. ક્રોધ ઉતરી ગયો. દોષ ભૂલી ગયા. જે બાયડીને માટે મોહને માબાપ સાથે લઢી જુદો રહ્યો, તે બાયડીએ તો તેના આ વખતમાં પાછું ફરીને જોયું સરખું પણ નહિ, જ્યારે ગમે એવા લડધૂત થયેલા પણ માબાપનો તો લોક લાજેય છૂટકો ન થયો. માબાપને મન ગમે એવાંય **છોકરાં તે છોકરાંજ !** ફાળભર્યાં એ વૃદ્ધ હૃદયો દોડયાં. બેશુદ્ધ **મોહનને** તેઓ ઘેર લઇ આવ્યાં. હજારો રૂપીઆનું દવાદારૂમાં પાણી કર્યું. રાતદિવસના ઉજાગરા વેઠી ઘરડી માએ દીકરાની બરદાસ્ત કરી. ત્યારે બરાબર છ માસે આજ **મોહન** પુનર્જીવન પામ્યો. ઠોકર વાગતાં એની આંખો આજ ખુલી. એને ભાન થયું. ડોસા ગળગળા સાદે બોલ્યા:

"બાપ ! હવે હારે જવું હોય તો પાછો સુખેથી હારે નવે ઘેર જા. તું હારી ફરજ ભૂલ્યો, પરન્તુ અમે તો અમારાથી બનતી બજાવી છે."

**મોહનની આંખમાંથી** પાણીની ધારા ચાલી. તે માતા પિતા ઉભયને વારાફરતી પગે પડયો. "મ્હને માફ કરો. આખરે **તમે તે તમે ! અને એ તે એ !** તમારી ગરજ કોઇથીય ન સરે હવે તો હું તમારી સાથેજ રહી તમારી સેવા કરી કરેલાં પાપનું યોગ્ય પ્રાયશ્ચિત કરીશ, પિતાજી !"

"અને હારી માંદગી દરમ્યાન હારા સસરાએ હારા એકવાર સમાચાર પૂછાવ્યા હતા, તે પછી આજ એમનો કાગળ આવ્યો છે. લે, જો. એમાં એ લખે છે, કે: "જો કે મોહનની તબિયત પણ હમણાં જરા એવીજ ચાલે છે, તેમ છતાં પણ જો તમને ખાસ અગત્ય હોય તો લખજો. હું મોકલી આપીશ."

"બસ એજ, કે બીજું કંઇ છે? એની પોતાની તરફથી કાંઇ લખાણ?"

"કંઇજ નહિ બાઇ! જવાબમાં શું લખવું છે?"

"એમ લખી દયો, કે હાલમાં અમને કશી જરૂર નથી, ભવિષ્યમાં જરૂર પડશે, તો તમારી દીકરીને તેડાવવાને લખીશું. એજ."

"બાઇ મ્હારી એક વાત માનીશ?"

"શી?"

"**મનુષ્યમાત્ર ભૂલને પાત્ર!** હોય, એય એવી કંઇ મ્હોટી થઇ ગઇ! ત્હારા જેવીજ હજુ નાદાન કહેવાય. તો એકવાર એની ભૂલ સુધારવાની તક આપ."

"ભલે, તો તમને જેમ યોગ્ય લાગે એમ લખો."

... ખરેખર! માબાપ તે માબાપજ! એની તોલે કોઇ ન આવે! ...

---

* પુષ્પ ચોથું. *

# તમારા સમ

[ હિન્દુ-સંસારનું એક સંસ્કારી દ્રશ્ય ! ]

—— પ્રયોજક:—"પુષ્પ." ——



મુંબઈ. "હિંદુસ્તાન." તા. ૧૯-૮-૨૬

# પુષ્પ:- તમારા સમ. -:ચોથું




લા ! વાંચક બિરાદરો ! તમને મ્હેં મ્હારી સરલાના સીમંતમાં "**મ્હારા સમ.**" દઇને તેડાવ્યાં, તેમ છતાં તમે કોઇ ન આવ્યાં, એટલેજ **તમારા સમ** મ્હારે આજ ફરી પાછું ન્હોતરૂં દેવા પધારવું પડયું. જોજો વળી ! હવે આવવા ભૂલતાં !

મ્હારૂં નામ **સુરેશ** ! એ તો તમે જાણો છો ને ? અને મ્હારી ગૃહદેવીનું ગુણવંતું નામ **સરલા** છે. યાદ છે ને ? કે ભૂલી ગયા ! મ્હારી સરલેનું સીમંત થઇ ગયાને આજ બે માસ થઇ ગયાં છે. હાલમાં તે સુવાવડને બિછાને છે.

રાત્રીનો સમય હતો. હું એક ખુણામાં બેઠો બેઠો લેમ્પના (ફાન્સી) પ્રકાશમાં ટુંક વખતમાં બહાર પડનાર "**બે ઘડી મોજ**" નામના એક હાસ્યરસિક પુસ્તકમાં આવનાર "**હું ને મ્હારી વહુ,**" **વર-વહુના વિનોદ, અમારાં ઘરવાળાં,** વિગેરે વિગેરે ન્હાનકડી પણ રમુજભરી ભાષામાં સામાજીક ટકોરે કરતી નવલિકાઓની અનુક્રમણિકાની જાહેર ખબર સુરતના સુપ્રસિદ્ધ અઠવાડિક "**હિન્દુ**"માં વાંચી રહ્યો હતો. ત્યાં તો એકાએક નુપૂર-ઝંકાર થયો. મ્હેં છાપામાંથી આંખ ઉંચી કરી બારણા તરફ જોયું. આવનાર એક બાર-તેર વર્ષની બાળા હતી. મ્હારી સરલેની નવ-પરણિત ન્હાની બ્હેન, અને મ્હારી મશ્કરી સાળી હતી. એનું નામ હતું **તરલા**!

"કહું કે? બોલો!" **તરલા** હસતી હસતી અને શરમાતી શરમાતી મ્હારી પાસે આવી ઉભી રહી.

"કહી નાખને, જે કહેવું હોય તે! એવું તે શું છે?"

"વધામણી, અને તે પણ પાછી મંગલ વધામણી! બોલો. સાંભળવી છેના!"

"**તરલા**! તું જ કહેને, કે મંગળ-વધામણી તે વળી કોને સાંભળવી ન ગમે?"

"તો પ્હેલાં વચન આપો જોઈં, કે હું તમને ખુશ કરૂં તેના બદલામાં તમે મ્હને..."

"તું જે માંગીશ તે આપીશ. થયું? ત્યારથી શું વધારે છે?"

"પણ શું? ઇનામનું કાંઈ નામનિશાન?"

"ત્હારી મ્હોટી બ્હેનને અપાવ્યું હતુંને. એવું એક અમ્બર, પછી કંઇ છે? બોલ!"

"બસ...એરકુંજ."

"તો...જા...એવું નહિ બલ્કે એથીયે સરસ! પછી કંઈ?"

"બસ...બસ. તો તો બહુ થયું."

"ત્યારે હવે કહી દે જોઉં? એવી તે શી વધામણી છે?

"સાકર વ્હેંચો ત્યારે લ્યો, મ્હોટી બ્હેને હમણાંજ કીકાને જન્મ આપ્યો છે."

"ના...ના...ખરેખર! હેં!" છાપું ફેંકી દઈ હું એકદમ ઉભો થઈ ગયો.

"**તમારા સમ.**" અને એટલુંજ બોલી એ લજ્જાશિલ તરલા મ્હારી સ્નેહરાજ્ઞી સરલાની સારવાર માટે દોડી ગઈ.

મ્હારી સરલાને સાસરીઆના સગામાં હતો કેવળ આ સેવક જાતે ને પોતે, જ્યારે પિયરીઆમાં આ ન્હાનકડી બ્હેન. એને પરણ્યાને હજુ છજ માસ થયા હતાં, ત્યાં તો એ બાપડીના પિતાએ પરલોકનો રસ્તો લીધો, એટલે ન્હાની ઉમરમાં પરણતાંની સાથેજ એને સાસરાનો ઉમરો જોવો પડયો હતો. મ્હારી સરલાના અત્યાગ્રહે પ્રસુતી સમયની સેવા કરવા એને હું જાતે જઇને તેડી લાવ્યો હતો. જરા નાદાન હોવાથી હજુ એનામાં રમતિયાળપણું વધારે હતું. તે ઉપરાંત એની મ્હોટી બ્હેનની જેવીજ એ પણ વિનોદી સ્વભાવની હોવાથી મ્હને એ બહુજ ગમતી હતી. વારંવાર તે કંઇ ને કંઇ નવી નવી વિનોદ—ચેષ્ટાઓ કર્યાંજ કરતી.

એની વધાઇએ મ્હારા ઉરમાં આનન્દના રસ—સાગરો રેલાવ્યાં. મ્હેં આખી શેરીમાં સાકર વ્હેંચી, મ્હારો હર્ષ પ્રકટ કર્યો. ચાળીસ દિવસ તો જોતજોતામાં પસાર થઈ ગયાં, અને મ્હારી સરલા નાહી ઉઠી, એટલે તો હસમુખી તરલાને સાસરેથી પણ તેડું આવી રહ્યું.

એની બ્હેનની રજા લઇ એ ચાલતી થઇ. ઘરમાં અમે વર-વહુ અને અમારો ન્હાનકડો કીકલો, ત્રણે હવે એકલાં પડયાં. હસમુખી તરલા અમને હરહમેશ ઉઠતાં ને બેસતાં યાદ આવતી, પણ એની વિનોદી ખોટ પૂરનાર એક મૂર્તિ અમારે ત્યાં આજે હતી. અને તે મ્હારો ને મ્હારી સરલાનો વ્હાલો બાલુડો બંસી !

વખતને વીતતાં વાર શી? આંખ મીંચીને ઉઘાડીએ એટલામાં તો એક વર્ષ વીત્યું. નોકરી ઉપરથી આજ સાંજે હું ઘેર આવ્યો. મ્હારા મનમાં કંઇ કંઇ તરંગો ઉદ્ભવતાં હતા. નીચે કોઇ ન્હોતું. વસ્ત્ર બદલી હું ઉપર આવ્યો. શયનખંડમાં ઝાંખો દીવો બળી રહ્યો હતો. મ્હારી સરલા પલંગમાં પડી પડી પાસે બેઠેલા મ્હારા ન્હાનકડા બંસીને બનાવટી નારંગી બતાવી રમાડી રહી હતી. મ્હારા બંસીની પાસે "**ઘડીભર ગમ્મત.**" ની રમુજી ચોપડી પડેલી હતી, જ્યારે મ્હારા હાથમાં હમણાંજ નવી બ્હાર પડેલી "**બે ઘડી મોજ**" નામની ચોપડી હતી.

[ આ પ્રસંગ ઉપર દોરાયલું બેરંગીચિત્ર ટાઇટલપેજ ઉપર જુઓ. ]

"બંસી !" મ્હેં ઉમંગથી આવી બૂમ મારી.

સરલા વસ્ત્ર ઠીક કરી બંડી બેઠેલી ઉભી થઇ ગઇ. મ્હેં મ્હારા બંસીને હાથમાં લીધો અને રમાડતાં રમાડતાં બોલ્યો: "યાદ છેને ? કાલ તો આપણા બચુની વર્ષગાંઠ ! કંસાર બનાવજે. અને..."

"અને શું ?"

"આપણે બધાના મોઢાં ગળ્યાં કરાવ્યાં, પણ એક અંગતનું સગું તો ખાસ રહી ગયું છે, એને કાલ આમંત્રણ દઇ આવજે."

"એ વળી કોણ ?"

"કેમ ત્હને યાદ નથી ?"

"**તમારા સમ.**"

"આપણાં આ બચુકલાં બંસીના જન્મની મંગળ વધામણી મ્હને પ્હેલવ્હેલી પહોંચાડનાર ત્હારી રમુજી બ્હેન તરલા !"

"એમ છે ?"

"હા, અને એ વખતે મ્હેં એને ત્હને અપાવેલું એવું એક અમ્બર એની ખુશાલીના ઇનામમાં અપાવવાનું વચન આપ્યું હતું."

"ત્યારે કાલેજ લાવી નાખોને, વળી એમાં વાર શી ?"

"હુંય એજ વિચારમાં છું."

અને બીજે દિવસે જ્યારે હું અર્ધા દિવસની રજા લઇ નોકરી ઉપરથી ઘેર આવ્યો, ત્યારે મ્હારા હાથમાં અમ્બરની પોટલી હતી. મ્હારી સરલાએ દાદરે ચઢતાંજ મ્હારા હાથમાંથી એ આંચકી લીધી.

"લાવો, જોઉં. કેવુંક લાવ્યા છો ?"

"રહેવા દે, રહેવા દે. ત્હારે જોઇને કંઇ કામ નથી."

"પણ જરા...જોવા તો દ્યો. નથી ગળે પડવાની."

આજેજ મ્હારી સરલાના સરળ હૃદયની પરીક્ષા હતી. એણે પોટલી છોડી, અંદરથી લખ લખ થતું સાચ્ચું સોનેરી તારથી શોભતું બનારસી અમ્બર બ્હાર કાઢ્યું. એટલે મ્હેં એને પૂછ્યું: કેમ ઠીક છે ને ?"

[ પણ સરલા બોલેજ શાની ? ]

"ત્હારા જેવું તો નહિજ, કેમ ?"

"વાહરે ! મ્હને બનાવવા નિકળ્યા છો કે ? એમ કંઇ હું તદ્દન ભોળી નથી. મ્હારા કરતાં તો આ વધારે ભારે છે. સમજ્યાને ! અમેય ધાન ખાઇએ છીએ, કંઇ ધૂળ નથી ફાકતાં."

"એટલે ત્હારૂં શું કહેવું છે ? વજનમાં ભારી છે ?"

"વજનમાં શાનું ? કીંમતમાં, તમે પણ એમ ન્હાના છોકરાંને શું સમજાવો છો ?"

"પણ...કોણ કહે છે ?"

"હું કહું છું, વળી બીજું કોણ ?"

"એમ ?"

"ત્યારે !"

"જો ત્હને અદેખાઈ આવતી હોય, તો એ તું રાખી લે, અને ત્હારાવાળું ત્હારી બ્હેનને આપી દેજે. મ્હારે શું ?"

"એનું શું આપ્યું ?"

"સાઠ રૂપીઆ."

**"મ્હારા સમ."**

**"ત્હારા સમ."**

"દસજ રૂપીઆ વધારેને ! હોય, એમાં શું !"

"બોલ ! ત્યારે પછી ત્હેં શું વિચાર કર્યો ! ત્હારે કયું રાખવું છે ? આ કે તે ?"

"ના, ના, ભલે આ તરલાજ પ્હેરે. એ પણ મ્હારી ન્હાની બ્હેનજ છે ને ! ઘી ઢળીને પણ બીજે કયાં ? ખીચડીમાંજ ઢળવાનું છેને ! હું કાંઇ એવી અદેખી નથી."

"સરલા ! વ્હાલી ! શું આ શબ્દો તું સાચા હૃદયથી બોલે છે ?"

**"તમારા સમ."**

બસ. પરીક્ષા થઇ ચૂકી. યોગ્ય વખત થતાંજ તરલા અમારે ત્યાં આવી પ્હોંચી. અમે બધાં આજ આનન્દથી જમ્યા. અને એ

મ્હારા બંસીને રમાડતી હતી, તેજ વખતે મ્હારી સરલાએ એને નવું અમ્મર લાવી સ્વહસ્તેજ પ્હેરાવ્યું. એનું નામ તે સરળહૃદયની સુંદરી !

"લે, બ્હેન, આ ત્હારા બનેવીએ બંસીના જન્મદિવસની ખુશાલીમાં ત્હને ઇનામ આપવા કહ્યું હતું તે, તે ! યાદ છેને ?"

અને તરલાનું શશિમુખ એ સ્વીકારતાં મલકાઈ ગયું.

× × × ×

વર્ષો પાણીના રેલાની માફક વહી ગયાં. અમારો ન્હાનકડો બંસી આજ વીસ વર્ષની ભરયુવાનીમાં મ્હાલી રહ્યો છે. અને માટે એની મારીએ (તરલાએ) એના જેવીજ એક તેર વરસની છોકરી શોધી કાઢી છે. એ સુશિલ છોકરીનું નામ છે બાળા !

આજ અમારે ત્યાં વળી પાછો શુભ પ્રસંગ છે, અમારા બંસીનું વેવિશાળ આજ બાળાની સાથે થાય છે. ઘરમાં ગોળધાણા તૈયાર થાય છે. તરલા સહુને મોખરે આજ હસતેમુખે સગાં સ્નેહીને તેડાં કરતી ઘરમાં આમ તેમ આનન્દથી મ્હાલી રહી છે. હું એ રીતરિવાજની ખટપટમાંથી છાનોમાનો છટકી મ્હારા એકાન્ત ઓરડામાં આવી "**બે ઘડી મોજ**"નું વિનોદી પુસ્તક ઉત્સાહભેર વાંચી રહ્યો હતો. વાંચવામાં એવો તો રસ જામેલો હતો, કે નીચે શું થાય છે ! એનું મ્હને મુદ્દલ ભાન ન્હોતું. ત્યાં તો એકાએક મ્હારી સરલેના "આજ તે વળી વાંચવાનું હોય કે ?" એ શબ્દોથી ભંગ પડ્યો.

"ચાલો, વહુને જોવી છેને ?"

"હવે તહું અને ત્હારી બ્હેને પરીક્ષા કરી છે, એટલે મ્હને નિરાંત છે. સારુ તું થશે. ત્હારે તેડવાની છે, એટલે તુંજ જો."

"અને તમારે કંઇજ લેવાદેવા નહિ, કેમ ?"

"નહિ જેવા. પણ સરલે ! હને તો એ ગમીને ! છોકરી કેવી છે ? ત્હારા બંસીથી ફુતરે એમ તો નથીને ?"

"ના...ના. જેટલી દેખાવડી છે, તેટલીજ સ્વભાવે શાન્ત અને સુશીલ છે."

"નહિ...નહિ !"

"**તમારા સમ.**"

એટલામાં તો અમારા ધણી–ધણીઆણીના એકાન્ત વાર્તા–વિનોદમાં **તરલાએ** આવી ભંગ પાડયો. "ચાલો, જમવાની વખત થઇ ગઇ છે. બધાં તમારી વાટ જુએ છે."

"હા...ચાલો."

નીચે વાડામાં હારબંધ પાટલા નાખેલાં હતાં. હું જઇને એમાંના એક ઉપર ગોઠવાયો. સ્હામેજ પતરાળીમાં પિરસાયલા કંસારમાંથી મધ મધ ખુશબો છૂટી રહી હતી. વાંચક ! મ્હને બહુએ થયું, કે "તમારી વાટ જોઉં." પણ શું કરૂં ? મન હાથમાં ન રહ્યું. મ્હોંમાં પાણી છૂટયાં. એટલે મ્હેં આંખ મીંચીને કોળીઓ ભરતાં કહ્યું: "હાં...હવે ચાલવા દ્યો." વાંચક ! જમવાનું શરૂ થઇ ગયું, ત્યાં **તમારા સમ.** આખરે તમે નજ આવ્યાને ?

**વાંચકઃ**—તમારો બહુ આગ્રહ છે, તો જરૂર આવીશું.

* પુષ્પ પાંચમું. *

# તમારા ભાભી

[ હિન્દુ-સંસારનું એક સ્વચ્છંદી દ્રશ્ય ! ]

——— પ્રયોજક:—"પુષ્પ." ———



મુંબઈ. "વીસમીસદી." તા. ૧૯-૮-૨૧

છેલ્લું તીર ! ફક્ત એકજ વાર ! છેલ્લો દાવ !

# આશા અમર છે! આશા અનન્ત છે.

—: કંઇ લાખો નિરાશામાં અમર આશા છૂપાઇ છે :—

## આશાજ જીવન છે ! આશાજ અનુભવ છે!

જાદુ જાદુ દવા ખાઈને કંટાળી ગયા હો !
પૈસા ખર્ચી ખર્ચીને પાયમાલ થઈ ગયા હો !
રાતદિવસ ચિંતામાં ને ચિંતામાં સૂકાઈ રહ્યા હો !
હતાશ અને નિરાશ બનીને હિંમત હારી ગયા હો !

**—: તો એક વાર અચૂક આવો અને અનુભવ લ્યો :—**

*** અને તમારા નસીબનો છેલ્લો દાવ અમારે ત્યાં અજમાવો *.**

ભલભલા ડિગ્રીધારી ડૉકટરોથી પણ નહિ હટેલા એવા હઠીલા રોગો પણ **દેશી વનસ્પતિમાંથીજ** બનાવેલી **રામબાણ માત્રાઓથી** હટાવવામાં આવે છે. ક્ષય, ઉદર રોગ, માથાના તમામ દર્દો, ગમે એવો જુનો ને ઝીણો તાવ, ગુલ્મનું દુખણું, આંખના તમામ દર્દો, રસવા, સંધીવા, પક્ષાઘાત વિગેરે મોટા અને ભયંકર રોગો તેમજ ખસ, ખરજવાં, ચાંદા, ખોટી ગરમી, અને દરાઝ જેવાં નાનામાં નાનાં દર્દોની પણ આયુર્વેદને આધારે પૂરતી રીતે પરીક્ષા કરી આરામ કરવામાં આવે છે.

**એકવીસ વરસના જુના અને જાણીતા**

છેલ્લો ઉપાય ! **વૈદ્ય મણીશંકર કૃષ્ણારામ,** છેલ્લો અખતરો.
વાડીફળીયા. સિદ્ધમાતાની શેરી. સુરત.

# પુષ્પઃ— તમારા ભાભી. —ઃપાંચમું



વાંચક બિરાદર ! **તમારા ભાભી** એટલે કોણ ? **મ્હારા વહુજી, અર્થાત્ સેવકના સમ્રાજ્ઞી.**

મ્હને મ્હારી વહુ કહેતાં શરમ લાગે, એ સ્વાભાવિક છે, માટેજ હું **તમારા ભાભી** કહી રહ્યો છું. જો કે વહુનું નામ ટેપ દેતું કે પબ્લીકમાં ( જાહેરમાં ) દઇ દેવું એ અવિવેકી, બેશરમી અને અણુઘટતું ગણાય છે, તોય વાંચક વીરા ! ત્હને હું મ્હારો ગાઢ સ્નેહી યા સંબંધી ગણીને, દીલોજાન દોસ્ત સમજીને કાનમાં કહી દઉં છું. જોજે, હૃદયમાં દાબી રાખજે, કોઇને કહીશ મા ! હોં ? **મ્હારા સમ.**

મ્હારી એ મનોહારીણી મનોરમાનું મીઠું મધ જેવું નામ **મધુરી** છે, જ્યારે તમારા ભાઇ ઉર્ફે **એમ**નાં મનમોહનનું મુબારક નામ **મધુસૂદન** છે. સેવકની વય જ્યારે સત્તાવીસ વર્ષની છે, ત્યારે **તમારા ભાભીસાહેબ** અત્યારે સત્તર વર્ષની ભરયુવાનીને હિંડોળે હીંચી રહ્યાં છે. બસ! અમારી આટલી ઓળખાણ પછી હવે બેધડક આગળ વધો, કારણ વિશેષ પ્રસ્તાવનાની હવે જરૂર નથી.

બાળગોપાળની જંજાળથી પરમકૃપાળુ પરમાત્માએ અમારાં પ્રેમાળ દંપતિયુગલને દૂર રાખી મહાન ઉપકાર કર્યો છે, જેને માટે સેવક તેમનો જન્મો જન્મનો આભારી છે વળી પ્રિયાને પિયરીઆમાં અર્થાત્ સેવકને સાસરીઆમાં મ્હોટું શૂન્ય છે, વધારામાં **તમારા ભાભી**ની ભારે પતિભક્તિ તથા પ્રભુ ભક્તિથી પ્રસન્ન થઇ દયાનિધિ દેવે **એમ**ને ઘરડાં સાસુ સસરાના રોજ ઉઠીને સાંભળવા પડતાં ટકટકારા અને નણંદ-ભાઇ-ભોજાઇ કે દેરાણી-જેઠાણીના કંકાસથી છૂટાં બક્ષી છે. અમારાં ન્હાનકડાં ઘરમાં હું અને મ્હારી **અલી**... હાલમાં તો અમે બેજ જણ છીએ. ખુદા જાણે! ભવિષ્યમાં વસ્તી વધે તો!

સુરતના હવાપાણી અમારાં ઘરવાળાને નહીં સદવાથી (માફક આવવાથી) અને **તમારા ભાભી**નો પડતો બોલ ઝટ દઇને ઉઠાવી લેવાની મ્હને પૂરી આદત પડેલી હોવાથી મ્હેં કચવાતે દીલે અને **એમ**ણે હરખાતે હૈયે મ્હારી જન્મભૂમિને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. **તમારા ભાભી**ની ઇચ્છા મુંબઇ જવાની અને જોવાની થવાથી આખરે મ્હારે **એમ**નો ઠરાવ મુગે મોઢે મંજુરી આપી પસાર કરવો પડયો. (ઉઠી તો કોઇ દિવસ જતોજ ન્હોતો!) અને એક રાખી ભિલાસણી

રાત્રે અમે જગમશહૂર એવી આલોકમાં આવેલી ભારતવર્ષની ઇન્દ્રપુરીમાં (મુંબાઈ) પૂર દોરદમામથી આવી પહોંચ્યાં. એક રાક્ષસી બંગલાના, જેને જુની અને જંગલી ભાષામાં કાતરીયું, પરન્તુ નવી અને સુધરેલ ભાષામાં રૂમ યાને ઓરડી કહેવામાં આવે છે, એવા એકજ પલંગ અને એકજ ચૂલો રહી શકે એવા ભાગને અમારાં પૂણ્યવન્તા અને પ્રેમભીના પનોતાં પગલાંથી પાવન કર્યો. અહાહા! એ ધન્ય ઘડી! ધન્ય અવસર! આ જીંદગીમાં તો હું કોઇ દિવસ, કોઇ કાળેય નહિ ભૂલું!

× × × ×

અમે સુરતવાસી હવે મુંબઇ નિવાસી બન્યાં. અને ત્યાં તો તમે જાણો છો ને? બધુંજ ધોળું જોઇએ. અધુરામાં પૂરૂં **તમારા ભાભીનું** પિયર પણ મુંબઇમાંજ હોવાથી, એમનેય આજ લાંબે વખતે મુમ્બાપુરીની મોહીનીનો અસલ મોહ થઈ આવે એમાં બેશક કાંઈ મ્હોટી નવાઇની વાત ન્હોતી. એઓ કાંઇ ગામડાના જુના જંગલી વિચારના ન્હોતાં, બલ્કે મુંબઈનીજ હાયસ્કુલમાં (હાઇસ્કુલ) અંગ્રેજી સાતડે સાત (મેટ્રીક) ચોથાનું સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરનાર શોખીન, એજ્યુકેટેડ, તેમજ સુધારાના વિષયમાં આગળ પડતો ભાગ લેનાર હતા. ન્હાનપણમાં નિશાળમાંથીજ એઓ ગરબા ગાવામાં, દોરડા કૂદવામાં, હારમોનીયમ વગાડવામાં, ગાયનો ગાવામાં, ભાષણો કરવામાં અને શાળાઓ તરફથી સોશીયલ ગેધરીંગના પ્રસંગોમાં ભજવાતાં પ્રસંગોમાં દુશ્યન્તની, શકુન્તલાની કે રોમીઓની, જુલીએટની ભાવભરી ભૂમિકા ભજવવામાં પ્હેલા નંબરના ઇનામ-ચાંદ જીતી જઇ ખડુજ લાઈટમાં (પ્રકાશમાં-પ્રખ્યાતિમાં) આવેલાં હતાં. અને એવી

ભણેલગણેલ, સુધરેલ, શોખીન, અને વેલનોન (જુની અને જાણીતી) શ્રીમંતની પુત્રીનો હાથ દૈવેચ્છાને લઇ કોઈ અમૃત ચોઘડીએ મ્હારા હાથમાં આવી પડવાથી હું મ્હને ભાગ્યશાળી માનતો હતો! એક વખત, તે વખત માનતો હતો, આજે નહિં!

એમનો પ્હેરવા-ઓઢવાનો શોખ ઓગણીસમા સૈકાની આદર્શ આર્યરમણીને શોભાવે એવો નહિ, પરન્તુ વીસમીસદીના અર્ધ અનુકરણીય યુરોપીઅન અને પારસી સ્ટાઇલનો (ભેળસેળ) હતો. અર્થાત્ લેઇટેસ્ટમાં લેઇટેસ્ટ નોવેલ્ટી અને સ્ટાઈલ (છેલ્લામાં છેલ્લી ઢબે) વડે પોતાની રૂપની રોશનીને અપ-ટુ-ડેટ રીતે શણગારી હતી.

અને આ તમારો સેવક, જો ભૂલેચૂકે કદાચ સ્હામા મળો, તો ગાગરીઓ ભટ્ટ તો નહિ, પરન્તુ કાંઇ જોશીબુવા યા બમ્મન તો જરૂર ધારોજ ધારો. માથે લગભગ સવાબશેર વજનની બાપદાદાના વખતથી ચાલતી આવેલી જરી-પુરાણી લાલ વાણીઆશાહી પાઘડી, અંગરખો અને ખેસ, જ્યારે **તમારા ભાભી** ઈંગ્લીશ કટનું પોલકું, એની ઉપર વિલાયતી પીન ખોસેલું બારીક પોતનું રંગીન વાયલ, કમીનીઆ ઓફલ નાખી કેશકલાપની છૂટી લટો ગૂંથી વાળેલો અને અર્ધું કપાળ ઢાંકી દે એવો વાંકો સેંથાવાળો માથાનો અર્ધો ઉઘાડો સીન, કાંડે નાજુક લેડી રીસ્ટ વોચ, એક હાથમાં ફેન્સી નાજુક લેડી-અંબ્રેલા, (છત્રી) બીજા હાથમાં લટકતી મખમલની મની-પર્સ (પૈસાનું પાકીટ) પગમાં ઉંચી એડીના બુટ, અને છતી દેખતી આંખે અંધાપો આણવા નાકે ચઢાવેલાં શોખના ચશ્મા...મતલબ કે પગના તળીઆથી માંડી તે માથાના બાલ સુધી એકેએક વિદેશી ચિત્રવિચિત્ર ડીઝાઇનોથી સજ્જ થએલાં!

મ્હારા બાંધવલાલના જૂના જન્મનામમાં પણ મધુસૂદનનો નવો ફેરફાર કરવાનું માન એજ **તમારા ભાભીને** હતું. એમના કહેવાથી અહીંરે મુંબઈમાં આવતાંજ મ્હારા બાપદાદાના ગામડીઆ સાદા પોશાકને તિલાંજલી આપી જરા અપ–ટુ–ડેટ અને વીસમીસદીનો વેશ સિવડાવવો પડયો. અને તેમ છતાંય, " તમે ભણ્યાં છો, પણ તદ્દન હંડીઅટજ રહ્યાં છો ! મેનર, રીસ્પેક્ટ પોઝીશન કે એટીકેટનું તો જરાય ભાન નથી. હવે તમે મુંબઈમાં છો. માટે જરા ચૌદમીસદીના જનાવરમાંથી વીસમી-સદીના માણસ બનો. બબ્બે કોઇ મળવા આવે તો કહેતાં કે તમારી સાથે ઇન્ટ્રોડયુસ (ઓળખાણ) કરાવતાંય મ્હને લજવાવું પડે છે. સમજ્યા ! " એવા એવા તરવારની ધાર જેવાં વચનામૃતોનો વરસાદ તો એમનાંજ મોંઢે છૂટીને ઝરીને ઝરીજ !

મુંબઈના એક અંગ્રેજી શાળામાં મ્હને **તમારા ભાભીની** ઇન્ફલ્યુઅન્સથી ( લાગવગ ) સંસ્કૃતના અધ્યાપક તરીકેની જગ્યા મળી. શરૂઆતમાં પગાર રૂપીઆ પંચોતેરનો કાપો હતો. તેમાં પચ્ચીસ રૂપીઆ તો ઘરના ભાડાનાજ જાય ! પછી બાકી રહે પૂરા પચાસ. તેમાં અરાબર અડધોઅડધ ૫૦ ટકા તો **તમારા ભાભીના** ડ્રેસીંગના ધ્યાર બીલ માટે રીઝર્વડ્જ હોય ! બાકીની પચ્ચીસ રૂપરડીમાં રસોયો, ઘાટી, હજામ, ધોબી ઇત્યાદિ ઇત્યાદિ ઠાઠમાઠ સાથે ઘરખર્ચ ચલાવવું. અને તે પણ પાછું મુંબઈ જેવા એકના બમણા ભાવવાળાં શહેરમાં ! આવી કંઈ મોંઘવારીના જમાનામાં ! મ્હારે માટે કેવળ અશક્ય બલ્કે ઇમ્પોસીબલ હતું.

છતાંય બે-ચાર મહિના તો અમે દુઃખેપાપે અમારૂં સંસાર-ગાડું આમ ગગડાવ્યું. પણ જ્યારે સુરતથી બચાવી લાવેલા પાંચ પૈસાનો છેલ્લ પણ અર્દીના આંધળા ખર્ચમાં બચકાને સાફ થઇ ગયો, અને ફિરતો દર મહિને દેવાનો ડુંગર પર ડુંગર ખડકાવા લાગ્યો, ત્યારે લોકોની ઉઘરાણીના આંકડા અને બીલો જોઇને મ્હારી આંખો તો ફાટી ગઈ! તેમ છતાંય એ બાબત તરફ એનું વારંવાર ધ્યાન ખેંચવા છતાં એની બંધ આંખો ન ઉઘડી તે નજ ઉઘડી.

આખરે હું એના લહરમ્હારના-ગજા ઉપરાંત ખર્ચથી કંટાળ્યો. મ્હનેય લાગ્યું, કે હવે તો બોલ્યા વિના બોર નહિ વેચાય. અને એક દિવસે એ એના સ્થાપેલ સુધરેલ મહિલા-મંડળની મીટીંગમાંથી (સભા) રાતના મોડી ઘેર આવી, એટલે મ્હારો ઘણા દિવસનો શાન્ત સ્વભાવ એકદમ ફિટી આવ્યો. વાતવાતમાં અમે ધણી-ધણીઆણી લડી પડયાં. જો કે તુંના તોછડા નામને બદલે તમેના માનવંતા સંબોધને, અને સાંભળેને બદલે સાંભળો કહીને બોલાવવાનું શિક્ષણ મ્હને એમના તરફથી આપવામાં આવ્યું હતું, છતાં આજ મ્હારા ઉકળેલા લોહીએ એના એટીકેટ અને પોઝીશનને ઉંચે અભરાઇએ મૂકી તીખા શબ્દોમાં કહ્યું:

" સાંભળે છે કે !......"

[ એ તો પત્થરના પૂતળાની માફક આશ્ચર્યભરી આંખે મ્હારી તરફ જોઈજ રહી ! ]

" ......આવતી કાલથી મ્હારી રજા વગર ત્હારે બ્હાર ક્યાંય પણ જવું નહિ. સમજી ?"

" એટલે ?" એણે કોલ્ડ એન્ડ સ્ટાઇલમાં ઉભા રહેતાં બધાં અચાની મ્હને સ્હામો સવાલ કર્યો.

"એટલે એજ કે, આજ દિન સુધી મ્હેં જરા નમતી દોરી મૂકી, ત્હને જેમ નાચે એમ નાચવા દીધી, પણ તું તો આંગળી આપતાં પ્હોંચુ પકડી બેઠી, છેકજ માથે ચઢી બેઠી છે. અને બસ... હવેથી રોજ રાતના આમ દસ દસ વાગે ઘરમાં આવે, એ મ્હને મુદ્દલ નહિ પાલવે."

"ઓહો! આજ કાંઇ એકદમ તમારા મગજમાં વળી એ ભૂત ક્યાંથી ભરાયુ?" ઠેકાર કરતા શબ્દમાં એણે ચાળા પાડયાં.

"એ ભૂત-બૂત બધુંય ત્હને કાલ સવારથી ખબર પડશે. સમજી? સાંભળ, હું કાલથીજ રામા રસોઇયા અને ધારીને પેન્શન યાને પાણીચું નાળીએર પકડાવું છું. ત્હારાથી રંધાય તો હાથે રાંધજે. નહિ તો કાંઇ નહિ. હું મ્હારે મ્હારૂં ગમે એમ ફોડી લઇશ. ભાષણો કરવા જવાની, મોજશોખ મારવા અને હરવા-ફરવા જવાની હવે કશી નથી. જરૂર હને ઘરમાં માનભેર રહેવું હોય તો કાલથી હવે જરા હાથેજ તસ્દી લઇ ઘર સંભાળવા માંડો."

"અને નહિતો?"

"નહિતો! નક્કી કંઇ નવા-જુની થશે, એ ખાત્રી રાખજે."

"નવા-જુની એટલે? શું લાકડી લઇને ઝુડવાનો તો ઇરાદો નથીને?"

"કદાચ! વખત આવે તો તેમ કરવું પડે."

"કાંઇ અચાનક આવો અસાધારણ ફેરફાર!"

"એ ફેરફાર કેમ થયો તે ત્હારે જાણવું છે?"

"હં..."

"તો લે, એ ફેરફાર કરાવનાર આ લાચ ફૂડીને આંખે વળગે એવા, કલેજું આરપાર કોરે એવા મોડર્ન-શોખના નમૂનેદાર ચીલો. આંખ ઉપર ચઢાવેલા શોખના અંધારીઆં ઉતારી, દીવો લઈને એ બરાબર જો, વાંચ, અને પછી વિચાર કરીને જે જવાબ આપવો હોય તે આપ."

**એના** ફેશનેબલ ડ્રેસીંગની સીલાઈના, કપડાંના, બૂટના, રૂમાલના અને વૉકીંગ કંપનીઓ વગેરેના આંખ મીંચીને ચઢાવેલાં ડઝનબંધ ઉધારીયાં બીલોનો થોકડો ગજવામાંથી કાઢી મેં એના સામેના ટેબલ ઉપર ઠોક્યો. "લ્યો, હું જરા અંદરના ખંડમાં જઈ આવું, ત્યાં સુધીમાં આ તમારાં માનીતાં અણચૂકવ્યાં આંકડાઓ-અરીશાઓ ઉપર વન બાય વન (એક પછી એક) ઠંડે કલેજે આંખ ફેરવી જજો."

"પછી ? પછી તમે શું કહેવા માંગો છો ?"

"પછીની વાત પછી. હમણાં તો આટલીજ તસ્દી લ્યોને. એટલેજ બસ, તમારો મ્હોટો આભાર."

અને આટલું બોલી હું **એના** જવાબની રાહ જોયા વિના ત્યાંથી ચાલ્યો ગયો. અંદરના ખંડમાં જઈ હું બારીએ ઉભો. ત્યાં તો રસ્તેથી પસાર થતાં અમારા પ્રીન્સીપાલની ( હેડમાસ્તર ) નજર મ્હારી ઉપર પડી. મ્હારાથી એકદમ બોલાઈ ગયું, "આવો, આવો, પધારો."

એમની સાથે અમારી શાળાના બીજા બે શિક્ષકો હતા. ત્રણે એકદમ ઉપર ધસી આવ્યા. મેં હરતે દીલે એમના સ્વાગત કર્યાં. શાળામાં રહ્યાં પછી મ્હારી સાદાઈ અને સરળ સ્વભાવે મ્હેં સર્વ કોઈના દીલ જીતી લીધા હતાં. તેમાંય હેડમાસ્તરનો ચાહ તો મ્હારા પ્રતિ અનન્યજ હતો. વાતવાતમાં એક શિક્ષકે મલકાતે મોઢે એમને કહ્યું:

"સાહેબ! તમે જાણો છો કે?"

"શું?"

"અમે બધાએ આવતી કાલે એમની પાસે જાફત લેવાનું નક્કી કર્યું છે."

"શાનું?"

"કેમ પાંચ રૂપીઆ પગાર વધ્યોને, તે બદલ."

"ઓહ! આફરી. બરાબર છે. ચાલો, ત્યારે તો મી. મધુસૂદન! અમનેય ન્હોતરું ખરુંને?"

"કોણે ના કહી, સાહેબ! આખું ઘરજ તમારું છેને."

"સાહેબ, કાલ રવિવારની રજા પણ છે."

"હા, એ પણ ઠીક છે. ચાલો, ત્યારે કાલ તો મી. મધુસૂદન તમારે ત્યાંજ ધામા."

"ભલે! એમાં શું?"

બોલતાં તો બોલાઇ જવાયું, પણ એમના ગયા પછી મ્હારી આંખમાં આંસુ આવી ગયાં. અને મ્હારી એ ચિન્તાનું કારણ **તમારા ભાભીજ** હતાં. કારણ આ કાર્ય મ્હેં મ્હારી અર્ધાંગનાની રજા વિના કીધું હતું, અને મ્હારા ઘરમાં એ કાયદોજ ન્હોતો. "હે હરિ! મ્હારી લાજ હવે ત્હારે હાથ છે." અને મોઢે માગીને લીધેલાં આમંત્રણ પાછાંય કેવી રીતે ઠેલાય? મ્હારી સ્થિતિ અત્યારે સૂડી વચ્ચે સોપારી જેવી હતી. છતાં પડશે એવાં દેવાશે, એવી મનમાં ગાંઠ વાળી, હું શ્રીમતીની ખબર લેવા અંદરના ઓરડામાં ધસી આવ્યો.

"કેમ! જોયું?"

"જોયું! એમાં શું જોવાનું હતું જે!"

"ત્હારા ખર્ચના મહાભારત આંકડાઓ ! બીજું શું હોય !"

"હોય ! એ તો એમજ ચાલે. સહુ આસ્તે આસ્તે ભરી દેવાશે."

"પણ ક્યાંથી ! ચોરી કરીને ! ત્હારાં સગલાંઓ તો રોજ આવીને મ્હારી પત્તર ઠોકે છે. તેનું કેમ ?"

"બસ, એજ કે કંઇ બીજું ? ઓહો ! તમે એટલા માટેજ ગભરાવ છોને ? ફિકર નહિ, આવવા દયો એમને, કાલે હું એ બધાંને સમજાવી દઇશ."

એ બેપરવા બાયડીને મન તો આ રમત જેવી વાત હતી. મ્હને એના આવા ઉડાઉ જવાબથી એવો તો ક્રોધ ચઢ્યો, કે જાણે શુંનું શું કરી નાખું ! પણ હું ખામોશ ખાઇ ગયો. "અચ્છા ! મંજુસફ્ન ! આટલા દિવસ સહન કર્યું, ચલાવી લીધું, તો કાલનો એક દિવસ વધારે વેઠી લે." અત્યારે મ્હને એની ગરજ હતી. નહિ તો કાલ પધારનાર પરોણાઓ વચ્ચે આબરૂના કાંકરા થઇ જવાનો મ્હને ભય હતો. મ્હેં ઠંડા પડી એને સમજાવવા માંડી:

"જો મધુરી ! ત્હારે આવો આંધળો ખર્ચ કરતાં પહેલાં આપણી આવકની ઉપર ખાસ ધ્યાન રાખવું જોઇએ."

"ભલે, હવેથી એમ કરશું. હવે અત્યારે તો એ વાતને ઉંચાં મૂકો."

"અને એક બીજી વાત. કાલ બપોરે આપણું ત્યાં મ્હારી નિશાળના બે માસ્તરો અને પ્રીન્સીપાલ સાહેબ જાતે પધારવાના છે."

"શા માટે ?"

"મ્હારો પગાર પાંચ રૂપીઆ વધ્યા, તેની જ્યાફત લેવા."

"હા...તેને શું છે ?"

"તેમને બધાને કાલનો દિવસ હાથે રાંધીને જમાડવાના છે."

"તે જાણે, ગામા-રસોઇયા. મ્હારે શું કામ છે?"

"નહિ નહિ. તું ન સમજી? રોજ નિશાળમાં બધાં વચ્ચે હું ત્હારી પતિભક્તિ અને પાકશાસ્ત્રમાં નિપુણતા માટે ખૂબ પ્રસંશા કરૂં છું, એટલે કાલનો દિવસ તો...તેમને ખાસ બતાવવા ખાતર ત્હારે હાથેજ......"

"તે મ્હારાથી તો નહિ બને. હું કાંઇ બંધાની નથી."

"પણ ફક્ત કાલનોજ દિવસ તું મ્હારી આટલી આબરૂ સાચવ."

હવે વારો બદલાયો હતો. આ વખતે એનો દાવ હતો. હું દિન હતો, જ્યારે એના પગમાં પૂરૂં જોર હતું. "પછી તું કહેશે એમ કરીશ."

"એમ?"

"જરૂર." મ્હેં ગરજના માર્યા ગધેડાને પણ બાપ કહેવો પડે, એમ કાલાવાલા કરવા માંડયા.

"તો હવે સાંભળો મ્હારી શર્ત. કાલ મ્હારે પ્હેરવાને માટે એક અપ-ટુ-ડેટ ફર્સ્ટક્લાસ ઝીણું હમણાંજ બ્હાર પડેલું કોરૂં વાયલ લઇ આવો."

"હેં! વળી એ શું?" હું તો ડુબતાઇજ ગયો. "ત્હને બીજો કંઇ ધંધો છે કે બસ આખો દિવસ એજ વાત. નવું નવું વસાવવું, પ્હેરવું-ઓઢવું, અને ખાલી લીલાલ્હેર કરવી, બસ એ સિવાય તું બીજું સમજે છેજ શું?"

"એવું ન સમજીએ તો!" એની કમાન પાછી છટકી. "લોકો મૂઆ! સારું સારું પ્હેરી–ઓઢીને હરવા–ફરવા જાય, ત્યારે તમારે કશુંય નહિ. જરા જુઓ તો ખરા. બધાંજ કંઈ તમારાં જેવાં નિરસ અને શોખ વગરનાં નથી હોતાં. પોતાના બાયડી–છોકરાંને કેવાં મનગમતાં લાડ લડાવી, હરવા–ફરવા લઈ જાય છે?"

"અને તને હું નવા નવા લુગડાં–ઘરેણાં લાવી આપું. તોજ તું ખુશ થાય, પ્રસન્ન રહે, ખઈને?"

"હાસ્તો, એમાં તમે નવું શું કર્યું? અમારે અબળાઓને બીજું જોઈએ શું? થોડી કાંઈ તમારા મર્દોની માફક ડગલે ને પગલે ચાહ, પાન, સોડા, લેમન, સીગારેટ..."

"બસ. બસ. બહુ થયું. પણ મ્હારૂં તો એમ કહેવું છે, કે ત્હારી પાસે કયાં લુગડાં નથી? આખી ટ્રન્કો ને ટ્રન્કો ભરીને તો પડેલાં છે. કેટલાં અમ્બર! કેટલી સાડી! કેટલાં વાયલ! કેટલાં જ્યોર્જ્ટ! કેટલાં સાળુ! કેટલાં લુગડાં! કેટલાં પોલકાં! નેકલેસ. એરીંગ, બુટ્ટી, બંગડી, ઘડિયાળ વગેરે વગેરે તો બેશુમાર છે. તોય તું ધરાતીજ નથી? હજુય કેટલું પહેરવું છે? ખરીદી લાવી લાવીને શું દુકાન માંડવી છે? જો સાંભળ! ત્હારા સસરાના મૂકેલાં અને મ્હારા બચાવેલાં તમામ પૈસાનું ત્હારા આવા મુંબઈની શેઠાણીના જેવાં હઠ્ઠહારના અને વગરવિચાર્યા આંધળા ખર્ચોથી તદ્દન તળીયું દેખાયું છે. આપણાં જેવાં સારાં ઘરનાં બૈરાંને તે વળી રોજ ઉઠીને નાટક, સીનેમા અને સરકસ કેવાં જોવાના હોય......"

"ના, તે તમને ન ગમે એટલે કે? અમારાથી કંઈ તમારી માફક બધું તજી દેવાય એમ નથી. અમને કેમ ન ગમે? શું અમે મુવા! કંઈ માણસ નથી. અમારામાં જીવ નથી? લાખો લોકો જોવાં જાય, તો અમને મન કેમ ન થાય? અમે થોડાં કંઈ કોઈની માફક વહી જવાના છીએ? અને જો તમે એમ ધારતા હો, કે નાટક–સીનેમા જોઈને બૈરાં બગડી જાય છે, અને ધણી ઉપર સત્તા ચલાવતાં શીખે છે, તો......તો પછી......"

"પણ તું આવો ઊંધો અર્થ લઈ, આડી આડી વાત શાં કરે છે વારૂ? મ્હારૂં તો એમ કહેવું છે, કે હાલમાં ભજવાતાં નાટકો અને બતાવાતાં સીનેમા–પીક્ચરો પુરૂષ-સ્ત્રી તેમજ બાળક ત્રણેમાંથી એકેને જોવાં લાયક નથી. એમાં ખાસ કરીને અમર્યાદ હાવભાવો, લટકાં-મટકાં, નાચ–નખરાં, વ્હાલા–વ્હાલીના અશ્લીલ અને નાગાં–ઉઘાડાં ફારસો, જે કેવળ સામાન્ય હલકી વૃત્તિઓના જન-મનરંજનને માટેજ આલેખાયલાં હોય છે, તેમજ આશક–માશુકના ઢીંગલા-ઢીંગલી જેવાં પ્રેમ-પાત્રો ઉતારી, ચુંબનો અને પ્રેમલા–પ્રેમલીના શૃંગારિક ગાયનો, ભાષણો અને હાવભાવોથી ભરપૂર ચિત્રો જોઈને મ્હોટા તેમજ ન્હાના દરેકની વૃત્તિ ખોટે રસ્તે દોરવાય છે, અને વિશેષ કરી કુમળાં હૃદયના બાળકો, યુવાનો, કન્યાઓ, કુળવધૂઓ અને યુવતીઓના નિર્દોષ અણ-સમજુ અને પવિત્ર હૃદય ઉપર તો એની બહુજ માઠી અને ઊંડી છાપ પડે છે. એમાં ઇતિહાસ અને સમાજને વેગળે મૂકી આલેખાયેલી વસ્તુઓનાં (ભડુવા દારૂ, દુર્વ્યસન, વેશ્યાબાજી, બળાત્કાર અને નાચ-ગાન જેવાં) સમાજની કેવળ કાળી બાજુજ રજુ કરતાં લોકોની અધમ વૃત્તિનેજ આકર્ષનારાં અને ઉત્તેજીત કરનારાં ઢંગધડ વગરના ઉડન–છૂ દૃશ્યોજ

ગૂંથાયલાં હોય છે. ઇતિહાસ અને સમાજની ઉજ્વળ દિશાઓનાં રમ્ય લલિત અને આદર્શ ચિત્રો તો એમને ગણ્યાગાંઠ્યાંજ જડે છે."

"એ બધું સમજ્યા! ન દેખાડવા હોય તેના બધાં બ્હાના-ઢાંઢા."

"ના, ના, એમ નથી. હું થોડો કાંઇ ત્હારા હિતને માટે કહું છું. તેમ છતાં કોઇ આદર્શ આર્ય-સતી અગર વીરાંગના પતિવ્રતાનો ધાર્મિક ખેલ પડશે, તો ત્હને વગર કહ્યે જોવા લઇ જઇશ."

"નથી જોવા જવું અમારે તો એ સતી-ફતીનો ખેલ! તમેજ જોયાં કરો, એટલે બસ!" એટલું કહેતાં તો **તમારા ભાભી**એ મુંઝાયુંવા કરતાં રીસમાં ને રીસમાં પગ ઠોકતાં ત્યાંથી ચાલવા માંડ્યું: "ઠીક છે, ત્યારે! તમે પણ યાદ રાખજો કે, કાલે **સુઘરેલી સરલા**નો નવો ખેલ જોવા ન લઇ જાવ, અને વાયલ નહિ લઇ આવો, તો રાંધે છેજ કોણ? તેય હું જોઉં છુંને?"

સારે દિવસે ઘરમાં કંકાશ થશે, અને નાહક હા...ના કરતાં **તમારા ભાભી** વળી રીસાઈ જશે, તો આવનાર પરોણાને જમાડવાની અને **એ**મને મનાવવાની મહા પંચાત પડશે, એ આશાથી હું ફરી પાછો ઠંડો થઇ ગયો. મ્હેં **એ**ને જતી રોકી કહ્યું: "ભલે, ખેલ જોવા લઇ જઇશ, પણ નવા લુગડાનું તો તું હવે હમણાં માંડીજ વાળ. ત્હારી પાસે ઢગલાબંધ છેને?"

"પણ બધાંય ચોળાયલાં-ચૂંથાયલાં-વપરાયલાં-પહેરાયલાં. એકે કોરૂં-નવું ન મળે. તમે તો હવે પગનો છેડો છેકજ માથે મૂક્યો છે, પણ સાથે સાથે શું બધાંની વચ્ચે મ્હારી પણ આબરૂ ગુમાવવી છે?"

"એટલે શું સારાં સારાં કપડાં પહેરવામાં અને ઘરેણા ઘાલવામાંજ આબરૂ આવી જાય છે?"

"સત્તરવાર વળી. પચ્ચાર વર્ષ્યાની ખુશાલીમાં મિત્રોને મીજબાની આપવા તૈયાર થયાં છો, અને ઘરની બૈરીને એક લુગડાંનું ચીથરૂંય અપાવતાં કંઠે પ્રાણ આવે છે. **ઘરના છોકરાં ઘંટી ચાટે અને ઉકરડાને આટો.**"

"ભલે, ભાઇ! ભલે. તું જેમ કહેશે, એમ કરીશું, પછી કંઇ છે?" તેની આજ્ઞા અને ઇચ્છા પ્રમાણે વર્તવાનું સળગતાં દીલે વધાવી લેતાં મ્હેં હવે એ વાતને ટુંકાવવા માંડી.

"તો ભલે, પણ જોજો યાદ રાખજો, કે તમારે તે વેળા તે બધાંની વચ્ચે મ્હને એક ઘરની નોકરડીની માફક તું-કારથી હુકમ નહિ કરવો, પણ ગૃહદેવી ગણીને "તમે, આવો, લ્યો, લાવો." વગેરે વગેરે માન મરતબો જાળવીને સન્માનસૂચક શબ્દોથી સંબોધન કરવાં, અને આજ પછી પણ એ બાબત તો તમારે હમેશા હૈડે ને હોઠે જોખીજ રાખવી,-કે હું કંઇ તમારી ગુલામડી, ચાકરડી, કે રાંધનારી ભઠિયારી કે વાસણ માંજનારી દાસી નથી, પણ દેવી છું, નહિ તો પછી..."

"પછીની વાત હવે પછી. મ્હને તમારી તમામ શર્તો ઠેઠ તળીએથી તે ટોચ પર્યંત કબૂલ મંજુર છે."

"તો જાવ, ભલે આવો. આમંત્રણ દઇ આવજો. પણ જોજો, શર્ત પ્રમાણે પેલું...લાવવાનું ન ભૂલતા. હા!"

મ્હારા અને **તમારા ભાભી**ના અરસપરસ કોલકરારો થયા. એકરાર પત્ર ઉપર ન છૂટકે કાયદેસર સહી કરી હું એ અણધારી આવેલી પડેલી આપત્તિમાંથી હાલ તો નિશ્ચિંત થયો. જતાં હજુ કાગ

જાણે કાલ કેવી જશે ? "ન જાણ્યું જાનકીનાથે સહવારે શું થવાનું છે ?" એના એજ વિચારો અંતરમાં ઘોળાતાં હતાં. નીચે આવી મ્હેં રામા, દેસાઈ અને ધાર્ટીને કાલનો દિવસ છુટ્ટી હોવાની જણાવી. તેઓ તો બાપડાં ખુશખુશ થઇ નાચવા–કૂદવા લાગ્યાં. પણ તે અભાગીઆઓને પણ ક્યાં ખબર હતી ? કે કાલની છુટ્ટી તેમને માટે હમ્મેશને સારૂ લીલા નાળીએરનીજ ગરજ સારનાર હતી. કારણ ? આવતી કાલનો સૂર્ય જો પૂરેપાધરો ઉગીને આથમી જાય, તો મ્હેં એ તમામને કાલથીજ દીલગીરી સાથે જુદા કરવાનો દ્રઢ નિશ્ચય કીધો હતો. શું કહું ? કેવળ કાલનોજ દિવસ આડો હતો, અને એને માટેજ હું જેમ મદારીની દોર પર મર્કટ નાચે એમ નાચી રહ્યો હતો. **प्रभाते किं भविष्यति !** એ સ્વપ્ન જોતો હું ઉંઘી સૂતો.

બીજા દિવસનું મંગળ પ્રભાત થયું. મ્હને તો આજનો દિવસ સારી રીતે પસાર થાય એની આખી રાતભરજ ચટપટી થયેલ હોવાથી ઉંઘ આવીજ ન્હોતી. હું વ્હેલો ઉઠ્યો. દાતણપાણી કરી ઝટપટ ટાઢે પાણીએ સ્નાન કરી નાખ્યું. ત્યાં તો ઘડિયાળમાં આઠના ટકોરા પડ્યાં. એટલે **તમારા ભાભી** ધીરે રહીને આળસ મરડી બગાસા ખાતાં ખાતાં ઉઠ્યાં. મ્હને ચીડ તો એવી ચઢી, કે ન પૂછો વાત, પણ પાછો ચૂપ થઇ ગયો. બરાબર સાડાઆઠે દાતણનો કુચડો દાતમાં દબાવીને **શ્રી**મતી બારીએ જઇ બેઠાં. નવ વાગે ગામગપાટા હાંકતાં એમનું દાતણ પૂરૂં થયું. હું તો દેવ–સેવા કરવા બેઠો હતો, તે દરમ્યાન **તમારા ભાભી**એ ખાસ્સો દોઢ શેરનો એક ચાહનો કપ સ્ટવ ઉપર બનાવી પ્હેલાં ચઢાવી લીધો, પછી એની ઉપરજ પાણી ગરમ કરી શરીર પખાળી લીધું.

"હવે તમે દેવસેવા કરી રહ્યા હો, તો પ્હેલાં બજારમાં જઈ કાલે કહ્યું હતું તે વાયલ પેલી હમણાંજ નવી નીકળેલી ઈંગ્લીશ શોપમાંથી, અને સાથે સાથે શાકભાજી ને મરીમસાલો બજારમાંથી લેતા આવો. એ ગીતા રહેવા દ્યો, પછી આવીને વાંચજો."

ગીતાને પડતી મૂકી હું તાબડતોબ ઉઠ્યો. બજારમાં જઇ એમના ઓર્ડર મુજબનો સોદો બંધાવી લાવ્યો. લાવતાંની સાથેજ બંડલ છોડી નવા વાયલને શરીરે શોભાવતાં એ બોલી:

"બોલો હવે, આજ શું બનાવવું છે?"

"પૂરણપોળી આવડશેને?"

"એમાં વળી આવડવાનું શું હતું? શું તમે એમ ધારો છો, કે અમે રાંધતાં નથી, એટલે સાવ બોટ હોઈશું? કરીએ નહિ તેથી શું? જાણીએ તો બધુંય. પરણ્યા ન હોય, તેથી શું જાનેય નહિ ગયાં હોઇએ!"

"ના...ના...કોણે કહ્યું. મ્હોટી મહેરબાની."

પૂરણપોળી કરવાનો ઠરાવ પસાર થયો. એમણે એમની આખી જીંદગીમાં આજ પ્હેલવ્હેલાં ચુલામાં લાકડાં નાખી અધરણ મૂક્યું. હું સ્હામે બેસી ગીતા વાંચવા લાગ્યો. એમણે અદ્ધર દાળ-ચોખા કાઢી વીણવા માંડ્યા. દોળ-ફોડ અને ધમપછાડ કરતાં આખરે દાળ-ભાત તો એમને મુબારક હાથે તૈયાર થયાં. ( સ્વાદ! પ્રભુ જાણે. ) શાક પણ જેવું આવડે એવું અધકચરૂં બાફી કાઢ્યું. અને પછી દાઝતાં જાય, અને બબડતાં જાય, એવી રીતે એમણે પૂરણપોળી માટે પા તૈયાર કર્યો.

બાપજીંદગીએ રોટલી શું, ભાખરી શું, પૂરી શું, પણ જેણે રોટલોય ન ટીપ્યો હોય, તેને પૂરણપોળી વણતાં તો પછી આવડેજ

ક્યાંથી ? તેમ છતાં પોતાની હુંશિયારીમાંથી હાથ કાઢે નહિ એવા **તમારા ભાભીએ** મ્હને મુગ્ધ કરવાને માટે આજે આખળીયો અને વેલણ હાથમાં લીધાં. પણ શું વળે ? મ્હારૂં કપાળ ! આખરે સત્તરસો પ્રયત્નો કર્યાં છતાં અને છપ્પનસો નવી નવી જાતની વાંકી ચુંકી પેટંટ ડીઝાઇનો કાઢીને ભાંગ્યા છતાંય એમનો પત્તો જ્યારે નજ લાગ્યો, ત્યારે એ ખીજવાઈ ગયાં. તેમાં અધુરામાં પૂરા ચૂલાના ધુમાડાએ જબરી કરી ! એ ફૂંકે ફૂંકે ને આંખો પૂરાય. એમની આંખમાં આંસુ આવ્યાં, અને એ વખતે મ્હારાથી હસ્યા વિના ન રહેવાયું.

" આહાહાહા ! કેમ તમે તો પાકશાસ્ત્રમાં પ્રવીણ-પંડિત હોવાનો દાવો ધરાવતા હતાને ? આમ કેમ ? "

બસ...થઇ ચૂક્યું. તેલના વધારમાંથી રાઇ તતડી બ્હાર પડી, અને ભડકો થયો. "તમે શું કહ્યું ? શું બોલ્યા ? એક તો રંધાતું ને રંધાતું ને ઉપરથી પાછી મશ્કરી ! હું તો કંઇ નથી રાંધતી. લ્યો, રાંધીને ખાવું હોય તો ખાજો, ને ખવડાવજો, નહિ તો ગોદડું ઓઢીને ઉંઘી જજો. મ્હેં તો બાપજન્મે કોઇ દિવસ કીધું નથી, કરવાની ટેવ નથી, ને આપણાથી તો નહિ બને, બા ! "

" પણ હવે...હમણા..." હું અડધી વાંચેલી **ગીતા** પડતી મૂકી ઉભો થયો.

અને મ્હારી રીસાયલી રાધીકાને હું પાછો સમજાવી-પટાવી મનાવી લઉં, ત્યાં તો એના જેવીજ એક અપ-ટુ-ડેટ સખીની સવારી અમારે ત્યાં આવી પહોંચી.

" કોણ મેનાબ્હેન ! " મ્હારાં મીસીસે હસીને જ એમનું સ્વાગત કર્યું.

"હા, મધુરીબ્હેન ! ચાલો. આજ આવવું છેને ?"

"ક્યાં ?"

"કેમ ! ખબર નથી ? આજે સાંજે આપણા **મહિલા મંડળમાં** ચર્ચાનાર **સ્ત્રી–પુરૂષના સમાન હક્કના** વિષય ઉપર પ્રમુખની પસંદગી કરવાને અત્યારે આપણા સભ્યોની ખાસ સભા છે."

"પણ આજ તો મ્હારે ત્યાં એમના એક મિત્ર જમવા પધારનાર છે, એટલે......"

"હોય ! હવે એમાં શું ? બળ્યું, બ્હેન ! બૈરાંના નસીબમાં તો બારે દહાડાનોજ ચૂલો. ઘડીની નવરાશ નહિ. રોજ ઉઠીને કંઇ ને કંઈ નવું લફરૂં તો હોય ! હોય ! ને હોયજ. આવશે તો ઘડીવાર બેસશે. એમાં શું થઇ ગયું ? આજ તો રવિવાર છે, રજાનો દિવસ છે, એવડી શી ઉતાવળ છે ? લ્યો...ચાલો, આજ તો તમારે આવ્યા વિના ચાલે એમજ નથી. ને...તેમ છતાં આપણને ત્યાં ક્યાં બહુ વાર લાગવાની હતી ? હમણાં ઘડીક વારમાં–ઉભે પગલે પાછાં ફરીશું. હજી મ્હારેય ઘરમાં કામ પડેલું છેને ! તમારે એકલાંને ત્યાં થોડું નવાઇનું બાકી છે ?"

"એમ છે ? ચાલ ત્યારે, વ્હેલાં વ્હેલાં જઈ આવીએ."

લુગડાં તો પહેરેલાંજ હતાં, એટલે એમણે એ ઠીક કરી ઝટપટ બુટ ચલાવવા માંડયા. અને મ્હારી રજા કે પરવાનગી લેવાની તો એમને જરૂરજ ન્હોતી. તેમ છતાં મ્હારાથી ન રહેવાયું. હું બળતે જીગરે પૂછ્યો: "ક્યાં ચલાવ્યું ?"

"કંઇ નહિ, એ તો હમણાં બે સેકન્ડમાં પાછી આવું છું."

"પણ પેલા પરોણાઓ આવી પ્હોંચશે, તેનું કેમ ?"

"મ્હારા આવ્યા પછી બધું થઇ રહેશે."

આગળપાછળનો વિચાર કર્યા વિના **એ** તો એમને એમ ચાલી ગઇ. મ્હારી **ગીતા ગીતાને** ઠેકાણે રહી ગઇ. અને સ્નેહીઓ આવી પહોંચતાં આબરૂ જવાની બ્હીકે મ્હેં ગુપચૂપ રસોડાનો પાટલો શોભાવ્યો. શું કરૂં ? મ્હેં મ્હારે હાથેજ આજ રસોઇઆ અને નોકર--ચાકરને રજા આપી હતી. નહિ તો આ દશા--આ સ્થિતિ ન આવત ! ખરેખર વનિતાના તે વળી વિશ્વાસ શા ! પણ હવે એ રાંડ્યા પછીનું ડહાપણ શા અર્થનું ? અહાહા ! આજનો શો અજબ અનુભવ ! બહુજ થોડાંને--ગણ્યાગાંઠ્યાંનેજ નસીબે હોય છે !

બિરાદરો ! તમને હું શું કહું ? **તમારા ભાભી**નો અવતાર **તમારા ભાઇ**એ ભોગવ્યો. ધોતીયું પ્હેરનાર લુગડું પ્હેરનારી થઇ મ્હેં પાકશાસ્ત્રની તાલીમ લેવા માંડી. આશરે અર્ધા કલાકના ભોગે પાશેર પાશેર પરસેવો ઉતાર્યા પછી મ્હેં આખા--અડધાં, કાચા--પાકાં, બળેલાં--ઝળેલાં બધું મળી આશરે ડઝનેક પુરણપોળીના નંગ થાળીમાં ખડક્યાં. ત્યાં તો દાદર ખખડ્યો. કોઇ બૂટવાળા પગનો ઉપર ચઢવાનો ખડખડાટ મ્હારે કાને પડ્યો. "હા...સ, આખરે **એ** જલ્દી પાછી આવી પ્હોંચી ખરી." મ્હારા જીવમાં કંઇક જીવ આવ્યો.

પણ જ્યાં એ વ્યક્તિ ઠેઠ ઉપર ચઢી મ્હારી સ્હામે આવી ઉભી રહી, ત્યાં તો મ્હારા ડોળા ફાટી ગયાં. વેલણ હાથમાંથી સરી હેઠે પડ્યું. હું એની સ્હામેજ જોઇ રહ્યો. "આવો, આવો, કેમ કંઇ એકલાંજ પધાર્યાં ?" કહીનાં હાથ જોડી નાખી મ્હેં આવનાર મ્હારા આચાર્યનું સ્વાગત કર્યું.

" મદનલાલ મોહનલાલને તેડવા ગયા છે. પણ અલ્યા મધુસૂદન ! આ શું ? આજ કંઇ ત્હારે જાતે તસ્દી લેવી પડી ? ભાભીસાહેબે ચાર દિવસની વેકેશન લીધી લાગે છે ? "

" ના...ના...એવું કંઇજ નથી. " હું તૂટતી જીભે અને ચૂરેચૂરા થઇ જતાં હૃદયે બોલ્યો.

" ત્યારે શું થયું છે ? પિયેર સિધાવ્યાં છે ? કે તબિયત સારી નથી ? "

" એમાંનું કસ્શું નથી, સાહેબ ! "

" તો પછી ? "

" તમે મ્હારી સાથે ચાલો. "

મ્હેં ટોપી–જુગડાં પ્હેરી લીધાં. હેડમાસ્તર તો મ્હારા આજના આવા અજબ વર્તન તરફ જોઇજ રહ્યાં. હું એમને ઘસડી ગયો. અમે **મહિલા–મંડળને** દરવાજે આવી ઉભા. અંદરના હોલમાં ખુરસીઓ ઉપર કેટલીક સુધરેલી સ્ત્રીઓ બેઠી હતી, એમાં સહુની વચ્ચે પ્રમુખપદે અમારાં અર્ધાંગના વિરાજ્યાં હતાં. મ્હેં એમને બતાવતાં મ્હારા આચાર્યને કહ્યું: " સાહેબ ! પેલાં રહ્યાં સ્ત્રી--સ્વાતંત્ર્યના વિષય ચર્ચતાં મ્હારાં પતિવ્રતા પત્ની ! જોયાં ? "

અને મ્હારી આંખમાં આ વેળાં આંસુ હતાં. સાહેબ તો મ્હારી સ્હામેજ જોઇ રહ્યાં: " આ...ત્હારી...સ્ત્રી ! "

" જી...હા...એજ. "

" જેની વિદ્વતાના મ્હોટા મ્હોટા બણગાંઓ અને લેખો મ્હેં છાપામાં વાંચ્યા હતા, તેજ આ ત્હારી ભણેલી ગણેલી સ્ત્રી ! "

" જી...હા...સાહેબ ! એ એજ મૂર્તિ ! "

" અફસોસ ! "

" અને સાહેબ ! હવે તમે મ્હારૂં આટલું એક કામ કરજો, એ જેવી અહીંથી બ્હાર નીકળે, તેવોજ આ ન્હાનકડો પત્ર એના હાથમાં મૂકી દેજો. બસ...સાહેબજી ! "

× × × ×

અને એ વાતને આજે વર્ષો વીત્યાં છે. **તમારા ભાભીએ** મ્હારા ગૃહત્યાગને બીજેજ દિવસે એક શ્રીમંત બાટીઆ સાથે સીવીલ-મેરેજ ( સોલલગ્ન ! સુધરેલ લગ્ન ! પુનર્લગ્ન. ) કીધાં, એ વાત મેં અખબારમાં વાંચી. " હવે કયું ઉજળું મોઢું લઈ હું દુનિયામાં જાઉં ! " સંસાર અને સ્ત્રી ઉપર મ્હને ધિક્કાર છૂટયો. મ્હારૂં ચિત્ત હવે ત્યાગ અને વૈરાગ્યને પંથે વળ્યું. તેજ દિવસથી મ્હેં ભગવાં પ્હેરી ભભૂતિ ચોળી, બાંધે ઝોળી ભેરવી સંન્યાસીની દિક્ષા લીધી.

આજ હું દંડધારી સંન્યાસીના વેશમાં **ભા**રતમાં, મ્હારા પવિત્ર **ભા**રતના ગામડે ગામડામાં, શહેરે શહેરમાં અને ખુણેખુણે ભટકું છું. સ્થળે સ્થળે આદર્શ કન્યા-કેળવણીનો વિષય ચર્ચું છું. અને કન્યાઓને માટે શિક્ષણમંદિરો, અને વિદ્યામંદિરો સ્થાપવા મહેનત કરી રહ્યો છું.

**પ્ર**ભો ! **ભા**રતવર્ષની એકેએક કુમળી કન્યાઓના હૃદયમાં પ્રાચીન પતિભક્તિની એ **અ**નુસૂયા અને **અ**રૂંધતી જેવી પવિત્ર નિર્મળ અને આદર્શ ભાવના ભરો ! એજ એક માત્ર અભ્યર્થના. હવે તો કન્યા-કેળવણી એજ માત્ર મ્હારા જીવનનું એક ધ્યેય છે ! શ્રેય છે !

—— અને ગમે તેવીય આશા ક્યાં અમર નથી ? ——



## યારો ! આ તો વીસમીસદી છે.

### પછી તમને અઢારમી સદીના જુના-પુરાણાં ઘરેણાંના ઘાટ તે ક્યાંથી ગમે ?

એક વાર અમારી સોનાચાંદીની દુકાનમાં પધારો. છેલ્લામાં છેલ્લા સુધરેલી અને નાજુક ઢબથી અનુભવી કારીગરોને હાથે મશીન પોલીસના ફેન્શી ડીઝાઈનના દાગીનાઓ, જેવાં કે:—બંગડીઓ, **વીંટીઓ, સાંકળીઓ, નેકલેસ, છેડા, બુટ્ટી, બ્રેસલેટ,**



**એરીંગો, કંઠીઓ, બોરીઆંઓ, ગોંચીઓ** વિગેરે એકએક જાતનું અને તમે માંગો તેવી મનપસંદ ડીઝાઈનોનું બારીકમાં બારીક નકશીના તથા મોટા અપટુડેટ મોનોગ્રામો સાથેનું અફલાતુન કામ માલીકની પૂરતી જાતી દેખરેખ નીચે વાયદાસર કરી આપવામાં આવે છે. અમારે ત્યાં આગળથી **કંઈ** સેમ્પલો બતાવી પાછળથી દગોફટકો કરવાનો ધંધો નથી.

* અમારે ત્યાં તો **ચોકખો ભાવ ! અને ચોકખો માલ !** *

ફક્ત એકજ વખત વિશ્વાસ પર ઓર્ડર આપી ખાત્રી કરો.

**સોની મકનભાઈ દુર્લભદાસ.**

શોરૂમ:—કણપીઠ બજાર-લાલગેટ સામે-સુરત.

* પુષ્પ છઠ્ઠું. *

# ચંપાભાભીના ચીર

[ હિન્દુ-સંસારનું એક સ્નેહભીનું દ્રશ્ય ! ]

પ્રયોજક:—" પુષ્પ. "



સુરત. " ગાંડીવ. " તા. ૧૨-૭-૨૫.

# ::: ખૂબ હસો!! ખડખડાટ હસો!! :::

**ખુચો:**—આહાહાહા......આહાહાહા......ઓહોહોહો.

**માયજી:**—કાંયરે દુકતા! એટલો બધો શાનો હસી મરેરે?

**ખુચી:**—માયજી! આ માયજી! આપરો પેસી છે ને તે ગુપચુપ આય પેલા હલવાવારાને તાંથી કંઇ ને હલવો લઇ આયોછ.

**માયજી:**—જોઉ રે...પેસી...આય તારા હાથમાં શું છ? આહુ માઈ ગૉડ! અને આય વરી હારા મોનામાં શું ચાવી મરેછ?

**પેસી:**—એ તો માયજી! કાલે મોટાબાવાએ જે આના આપેલાને...

**માયજી:**—હું... દુકતા! તેનીજ તું આય મિઠાઈ લઈ આયોછ કેમ? મરેરે! જોઉ સોજ્જી છે કે?

**ખુચો:**—મીઠ્ઠી મીઠ્ઠી છે માયજી! લેવ, જુઓ, ચાખી જુઓ.

**માયજી:**—કાંહથી લાયો?

**ખુચો:**—બરાનપુરી ભાગળ ઉપરની પેલી ઠાકોરદાસ હલવાવારાની દુકાનથીજ

**—: કે જ્યાં :—**

**—ચોકખા ઘીના માલની ગેરેન્ટી આપવામાં આવે છે—**

**હરેક હરેક જાતની મિઠાઇઓ, હલવાઓ, તથા શિઆળાના ખાસ પાકો, વિ. હિન્દુ-પારસી-મુસલમાન કોઇપણ કોમના ખાનદાન કુટુમ્બોને સ્પેશીયલ ઓર્ડરથી પુરાં પાડવામાં આવે છે.**

બાહરગામના ઓર્ડરો ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવે છે.

**ઠાકોરદાસ છગનલાલ**

**હલવાવાળા,**

**બરાનપુરી ભાગળ—સુરત.**

## પુષ્પઃ– ચંપાભાભીના ચીર. –ઃછઠ્ઠું.

કૉલેજમાં હમણાં મે-વૅકેશનની એટલે તાપની રજા પડી હતી. કુદરતની કરામત જોવાનો મ્હને ભારે શોખ હતો, એટલે એ રજાના દિવસોમાં ગ્રામ્યજીવનનો લ્હાવો લૂંટવા હું મ્હારા એક સહાધ્યાયી સ્નેહી સાથે એને ન્હાનકડે ગામડે ગયો. મ્હારા મિત્રના ઘરમાં આ મ્હારાં પહેલવ્હેલાંજ નહિ, પણ આ સાથે ત્રીજી વારના કુમકુમ-પગલાં હતાં. એક તો મ્હારા ઉરમાં આનન્દના પૂર ઉછળતાં હતાં, તેમાં વળી સગાંસહોદર સહુ કોઇથીય વિશેષ એવાં અમારા સ્નેહીના ડાબા અંગ યાને મ્હારા ચંપા ભાભી પણ આ વેળાં સાસરેજ આવેલાં હતાં, એટલે મ્હારે માટે તો સરિતા અને સાગરના સંગમ! સોના અને સુગંધના સંમિશ્રણ! જેવું હતું.

ઉમરમાં એ અમર યુગલ લગભગ મ્હારી બરોબરીયુંજ હતું. ભાભી જરા નહિ જેવા ન્હાના રહ્યાં, અને સ્વભાવે પાછાં મ્હારાથીય ચાર ચંદ્ર ચઢે એવાં બટકબોલાં, મસ્તીખોર અને હસમુખા એટલે મ્હને તો બસ ખૂબજ ગમ્મત પડી. આખો દિવસ અમે પૂર છૂટથી મજાક–મશ્કરી કરવામાંજ પૂરો કરતાં, એકમેકને બનાવવાનોજ લાગ શોધતાં.

સ્હવારમાં બ્હેલાં ઉઠી ભાભીસાહેબે તો નાહી નાખ્યું, પણ બહાની આંખો તો બરાબર આઠેજ ઉઘડી, અને આંખો ચોળતો હજુ તો હું પથારીમાંથી હમણાંજ ઉઠી દાતણની ચીરી મ્હોંમાં નાખી પડશાળને હીંચકે હીંચી રહ્યો હતો, ત્યાં તો રમ...ઝમ રમ...ઝમ કરતાં મ્હારા ભગત ભાભીશ્રી દેવદર્શને જવા નિકળ્યાં.

" જરા હીંચકો રાખો તો ! " રૂપાની ઘંટડી વાગે ને રણકો કાનમાં રહી જાય, એમ એ બોલ્યાં.

અને આ કંઈ અમારે પ્હેલો પ્રસંગ ન્હોતો. મ્હેં હીંચકો થોભાવ્યો. પૂંઠ ફેરવી પાછળ જોયું, તો ! ખરેખર ! ગુજરાતી ગ્રામ્ય-ગૌરીના લજ્જાશિલ અને લાલિત્યભર્યાં સાદા છતાં સ્વચ્છ અને સુંદર લાગતાં સફેદ વસ્ત્રમાં સજ્જ થએલ ચંપાભાભી ઉભા હતાં.

" ઓહો ! તમે કોણ છો ભાભી ? મ્હેં તો ઓળખ્યાંયે નહિ ! " મ્હેં હાથે રહીને અજાણ્યા હોવાનો ડોળ કર્યો.

" શાના ઓળખો ? આંખમાં હજુ ઉંઘ હશે ! "

" હાં...જરા એવુંજ છે. પણ તમે ! અત્યારમાં આમ બણી-ઠણીને ક્યાં ચલાવ્યું ? "

"જરા દર્શને જવું છે."

"ત્યારે તો ભગત લાગો છો!" મ્હેં મીઠો ટહુકો કર્યો.

"હૅં...મ્હારા ભાભી જાય છે કે નહિ?"

એમણે મ્હારી વહુની વાત કાઢી. અને **વહુની વાત નિકળતાં કયો વર, અને વરની વાત નિકળતાં** કઇ વહુ **ન શરમાય?** પરન્તુ મ્હને તો વહુજ ન્હોતી. અખંડ અણીશુદ્ધ બાળબ્રહ્મચારી હતો. એટલે પછી પૂછવુંજ શું? હુ હસ્તો હસ્તો અને શરમાતો શરમાતો બોલ્યો: "તમારા સમ. કોઇ દિવસ તો કહો!"

"તે...તમારી રજા નહિ હોય, એટલે પછી બિચારાં શું કરે?"

મ્હેં પણ વગર પરણ્યે પતિદેવતા થવાનો લાભેણો લ્હાવો લૂટતાં જારીજ રાખ્યું: "રજા! અરેરે! વળી રજા કેવી! તમે એ શું બોલ્યાં? **આજકાલના વીસમીસદીના ભણેલ–ગણેલ અને સુધરેલ બૈરાં, સ્ત્રી–સ્વાતંત્ર્યના લેખો લખતાં અને ભાષણો કરતાં બૈરાં! એમને વળી તીન દમડીના ધણીની તે રજા કેવી લેવાની હોય? ઉલટાં પતિદેવતાઓ બાપડાં પગલે પગલે પત્નીદેવીઓની સલાહ અને સંમતિ લે છે, પૂછી પૂછીને પાણી પીએ છે.** કેમ ખરૂંને?"

"તે તો બા! તમારા ગામનો અને તમારા ઘરનો રિવાજ તમે જાણો. બાકી, અમારા ગામમાં અને ઘરમાં તો એવું કંઇ નથી."

"ખોટું લાગે તો માફ કરજો, ભાભી! તમે ગામડાના ગોરી રહ્યાં, એટલે એ બધું ન જાણો. બાકી શહેરની સુંદરીઓની તો વાતજ ન કરવી. સમજ્યા?"

" એટલે ! "

" એટલે શહેર તે શહેર, અને ગમે એવું ય ગામડું તે ગામડું. અમારા શહેરના પરાંઓની તોલે તમારા ગામડાની ગંદી ગલીકુંચીઓ. અને અમારા શહેરની ઉઘાડે માથે ફરનારી એજ્યુકેટેડ અલબેલીઓની તોલે તમારી ગામડાની અભણ, સાદી અને ગામડી ઘુંઘટવાળીઓ તે ક્યાંથી આવે ? ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી ! સમજ્યા ! મ્હારાં સલુણાં ભાભી સરકાર ! "

" ઓછી ન આવે તો ! ભલે અમે ગામડાના અબૂચક અમારે ઘેર રહ્યાં ! તમારી રીતભાત અને રહેણીકરણી બા ! તમનેજ મુબારક ! અમને એ આવડેય નહિ, અને અમારે એ જોઇએય નહિ. અમારૂં છે એજ અમને મુબારક રહે તો બસ, ભયોભયો ! "

" કાં એમ બોલો છો, ભાભી ! "

" ત્યારે શું બાપ ! તમારા શહેરના વિલાસી, ખર્ચાળ અને પાતકી જીવન કરતાં અમારા આ ન્હાના શા ગામડાના સાદા, સંતોષી, સુખી અને નિર્દોષ ગ્રામ્ય-જીવન તમને નથી ગમતાં ? નથી વધારે વ્હાલાં લાગતાં ? આપણા પ્રાચીન પ્રભુપ્રિય એવા સંતજનોએ અહીંજ પોતાના પંચવટી જેવાં પવિત્ર આશ્રમો બાંધી જેના મુક્ત કંઠે વખાણ કર્યાં છે, ગીત ગાયાં છે, એ આ એકાન્ત પૂણ્ય-પ્રદેશો તમારા નેકીને બદલે નર્યાં નર્કાલયોથી ભરેલ નગરોથી ક્યાં ઉતરે એમ છે ? નાગરિક-જીવન સાથે ગ્રામ્ય-જીવનની સરખામણી તો બાપ ! કોઇ કાળેય-ભૂલથીય, કૃપા કરી ન કરશો. "

" કેમ એમ ? "

"તો શું ? એ તો પેલી કહેવત છે ને, કે જેનું ખાય એના ગુણ ગાય. 'અજ એવા ઓડકાર' એ પ્રમાણે તમે તમારા શહેરની ભવ્યતા પાસે અમારા ન્હાના શા ગામડાને ઉતારી પાડો, એમાં નવાઇયે શી ?"

"નહિ તો ? નહિ તો ?"

"નહિ તો અમારા ગ્રામ્ય-જીવનમાં તમે શહેરી-જીવનથી એવી તે શી ન્યૂનતા જોઈ, એ તો મ્હને બતાવો."

"જુઓ ત્યારે, તમારા ગામડાના જીવનમાં ન મળે કોઇ વિદ્યાપ્રેમી, કવિ, લેખક, કે રસના પિપાસુ એવા રસિયાંઓ ! બસ કેવળ ઘર, સંસાર, અને બહુ થાય તો ખેતર ! એથી આગળ વધીને કંઈજ નહિ. એટલામાંજ તમારાં ગ્રામ્ય-જીવનના જીવન-મરણના સરવાળાનો જવાબ આવી જાય છે, જ્યાં જુઓ ત્યાં નરી નિરસતાનાજ દર્શન ! મ્હેં તો એકેય ( તમારા સિવાય ! ) રસિક જીવન ક્યાંય ભાળ્યું નથી."

"તમે શાના ભાળો ? તમે તો ખાસ ઉંડીને કહેશો, કે તમારાં ભાઇ અને આ ચંપાભાભીય ગામડાના છે, એટલે બસ અમેય અરસિકની ગણત્રીમાં આવી ગયાં. એમજને ?"

"ના, ના, હું કાંઇ તમારી વાત નથી કરતો." આપણે બહાદુરીથી હવે બબ્બે બબ્બે કદમ પાછળ હટવા માંડયું.

"ત્યારે પછી ? ગામડામાં શું નથી ? ચંદુભાઈ ! તમે આટઆટલું ભણ્યા પણ ગણ્યાં લાગતાં નથી. એક સાધારણ ગામડાની છોકરી જેટલીય તમારામાં અક્કલ નથી. હા !"

"હેં ! શું એટલું બધું ?"

"તો શું ? અરે આમ્ર-જીવન જેટલી રસિકતા તો તમારા શહેરમાં તો શું પણ પૃથ્વીના પડ પર તો બીજે ક્યાંય ( લંડન-પેરીસ જેવા હીરા-મોતીએ મઢેલાં નગરમાં તો ) બતાવો ! ગામડાની નદીઓ, ગામડાના લીલા હરિયાળાં ખેતરો ! ગામડાના તળાવો ! ગામડાના વાવ-કૂવાઓ, ગામડાની ગોરી ને પનઘટના પાણીડાં, સોનલ ઉઢેણી અને રૂપલ બેડલું ! એવી એવી રસિકતાઓના જ્યાં બારે માસ ભર્યાભંડાર છે, એમાં તમને રસિકતા શોધી નથી જડતી ? અજબ ! બાપ ! નવરાત્રીના રાસડાં, ગરબીઓ, અને પનઘટ કે કોશના દ્રશ્યો તમે જોયાં છે ? અરે વાંચ્યા છે ? કોકને મોઢેય સાંભળ્યા છે ? જેમાંથી કવિ, લેખક અને ચિત્રકાર ત્રણેને પ્રેરણા મળે, એ અમારૂં ગામડું ! સાહિત્ય, સંગીત અને કલા ત્રણેનો જ્યાં સ્નેહભર્યો સંગમ ! જ્યાં ધર્મ છે, પ્રેમ છે, સ્નેહ છે, સંપ છે, સત્ય છે, પવિત્રતા છે, એ જાદુભર્યાં, કામણભર્યાં રાધા-કનૈયાના ગોકુલ-મથુરા શા એવાં અમારાં ગામડાં ! કયો સમર્થ કવિવર એના ગુણાનુગાન ગાવા કાવ્ય લખી શકે ! કયો સર્વશ્રેષ્ઠ લેખક એની ઉપર આખી જીંદગીભરમાં એકજ છતાં પૂર્ણ લેખ લખી શકે ! કયો પ્રતિભાશાળી ચિત્રકાર એની કળાના દર્શને-રસના ધોધને પીંછીથી સજીવ ઉતારી શકે ? કુદરતની એ કલા-પ્રસાદીના ગુણ ગાવ ગાવ તોય એવાંને એવાંજ અધુરાં ! સમજ્યાં, સાંભળ્યું ? કે હજુય એના રસ-ગાન આગળ સંભળાવું ?"

"બસ બસ. ભાભી ! તમે તો ભલભલાં પંડિતોનેય બાજુએ મૂકો એવાં જબ્બર ટીકાકાર અને ભાષણકર્તા છોને ? આપણે તો બાપ ! તમારૂં આ પરાક્રમ આજેજ જાણ્યું. હાં ! એવું જાણત, તો હું તમારી

સાથે મેદાનમાંજ ન પડત. મ્હારી ભૂલ થઇ ભાઇસાહેબ! હો! માફ કરજો." ભાભી સાથે વાદવિવાદમાં મ્હારૂં ટટ્ટુ ન ચાલતાં હું ટ્રેજીકમાંથી એકદમ કોમીકના સીનમાં ઉતરી પડ્યો.

"ચાલો, ખસો ખસો, હવે જવા દ્યો. મ્હને તો મોડું થાય છે."

"જવાબ આપશો તોજ જવા દઇશ. બોલો! આ બધું બોલતાં તમને કોણે શિખવ્યું? મ્હારા ભાઇએ તો નથી ભણાવ્યું ને?"

"તે તમારા ભાઇ આવે ત્યારે પૂછી જોજોને! મ્હને શું પૂછો છો?"

"હા...અને તમે મ્હારે જાવ છો. તે મ્હારા ભાઇની રજા લીધી છે કે?" મેં હીંચકો ઉંચો અડકાવી એમનો માર્ગ રોક્યો: "જવાબ દ્યો, તોજ જવા દઉં."

"એમાં વળી રજા શાની? તમે લોકો એમને પૂછીને બધે જતાં હશો કેમ?"

"જતાં, તમારે હવેથી એમની રજા લેવી."

"બહુ સારૂં. તમારાં ઘરવાળાં કેવાંક છે. તે તો એક દિવસ બતાવો. પછી વાત."

"પિયર ગયાં છે." મેં મલકાતે મોઢે ગપ મારી.

"ત્યારે તો સાસરે જમવા જતા હશો?"

"એ વાતજ જવા દ્યોને, ભાભી! હું તો હજુ પરણ્યોય નથી, અને રાંડ્યોય નથી. બાળકુંવારો બાળબ્રહ્મચારી છું. સમજ્યા? હા...હા...હા." હું ખડખડ હસી પડ્યો.

"વાહરે! તમેય કોઇ અજબ મૂર્તિ લાગો છો!"

"વારુ, બાબા! દેવ જેવા મ્હારા ભાઈ ઘરમાં બેઠાં છે, એમને દર્શને જવાને બદલે, વળી મંદિરના દેવને દર્શને જવાની શી જરૂર! ઘેર બેઠાં ગંગા છે, એમાંજ સ્નાન કરોને! એમનેજ પૂજોને! એ રીઝશે તો તમારાં બધાંય કોડ પૂરાં કરશે. કેમ ખરૂંને?"

બાબી જરા હસ્યાં. "બહુ સારૂ, હવેથી એમ કરીશું, હાં! તમારી વહુ આવેને, એને એવી શિખામણ આપજો. સમજ્યા?"

એટલામાં આરતીનો ઘંટારવ થયો. "આવો, ખસો, જવા દ્યો. આરતી આવી." કહેતાંજ બળ કરી હીંચકા હડસેલી એ મ્હારા હાથમાંથી છટકી નાસી ગયાં. જ્યારે આ તમારા સેવક હીંચકાની ઉપર ઝૂલવાને બદલે, હીંચકો સેવકની ઉપર ઝૂલી રહ્યો હતો. અંતે મ્હારી હાર થઇ, અને એ જીત્યાં. ભલા! એ તો સો ટચના સોના જેવી સાફ-ચોક્ખી વાત છે, કે: "પુરૂષ પર જીત પ્રમદાની થતી આવી સદાની છે."

*          *          *          *

થોડી વારે નદીએ ન્હાવા ગએલાં અમારાં સ્નેહીની પધરામણી થઇ. એ ભાઈ જરા શરીરે ભીમસેની જમાનાના હોવાથી હરહંમેશ ટાઢેજ પાણીએ ન્હાતા હતા, જ્યારે આ તમારા સેવકને ટંકુ પાણી જોઇનેજ ટાઢ ચઢતી હતી. એટલે અમારાં બંનેનો મીઆં-મહાદેવનો મેળ મળેજ ક્યાંથી? એ નદીએ તો બંદા બાથ-રૂમમાં! (ન્હાવાની ન્હાની શી ચોકડી!)

ઘરમાં પગ મુકતાંજ ભાઇએ આમતેમ અંદર નજર નાખતાં મ્હને પૂછ્યું: "કેમ અરસ્યા ચંદુ! ન્હારા ભાભીસાહેબ ક્યાં પધાર્યાં છે? કાંઇ દેખાતાં નથીને?"

મ્હારૂં મૂળ નામ તો હતું મી. ચંદ્રવદન! પરન્તુ ઘરમાં અને બ્હાર સહુ કોઇ મ્હને ચંદુને લાડકે અને ટુંકેજ નામે બોલાવતું, અને ઓળખતું, અને મ્હને પણ એ ચંદ્રવદન કરતાં ચંદુનું ટચુકડુંજ નામ ગમતું. મ્હોટાભાઇના મુઝવણ હું પામી ગયો. એટલે ધીરેથી ભાઇને ખોટું ન લાગે, એમ ટકોર કરતો હસતે વદને હું બોલ્યોઃ " શું વહુઘેલી દુનિયા! આજકાલના યુવાન છોકરાઓ ઘડીક્વાર જો ઘરમાં વહુને ન જુએ, તો જાણે બીજાં તુલસીદાસ ( ગાંડાઘેલા ) થઇ જાય. કાં ભાઇ! તમેય એટલી વારમાંજ સુનાં પડી ગયાં કે ? "

" મ્હારે શું ? અક્કલના ખાન! ત્હનેજ જમવાનું મોડું થાય, એટલા માટે પૂછી રહ્યો છું. અરે હાં! પણ તું ન્હાયો કે અલ્યા ? "

" પણ ન્હાયજ ક્યાંથી ? ભાઇ કે ભાભી બંનેમાંથી કોઇએ મ્હારો ભાવજ નથી પૂછ્યોને! "

" તું કેટલોક પૂછે છે ? કે અમે પૂછીએ! "

" વાહ ભાઈ! તમે પણ હવે અમે બોલતાં શીખ્યાં ખરાં! ફિકર નહિ. હમે હાથે પાણી કાઢી નાહી નાખીશું. થોડા કંઇ ન્હાયા વિના રહેવાના છીએ ? "

" નાહિ નાખોને તો બા! એમાં કંઇ થોડો કોઇના ઉપર ઉપકાર કરવાના હતા ? "

" ભલે ભાઇ! ભલે. બાયડીવાળાનો ભાવ આજ બધાં પૂછે, અમારા જેવાં સીન્ગલ ( વાંઢા ) નો ભાવ કોણ પૂછે ? "

" હા...તે તમેયે બા! ડબલ ( બેવડાં ) થઇ જાવને, એટલે તમનેય બેઠાં બેઠાં મ્હારા નવા ભાભી ઉપર હુકમ કરવાનો મળશે. પછી તો આમ ટપ્પ બોલ્યા, ને ચપ્પ હાજર. "

"ઠીક છે, તમને પૂછીશું."

એટલું કહી હું ન્હાવાને માટે પાછલા વાડામાં દોડી ગયો.

* * * *

ઠીક છે! બાપદાદાના વખતની ચાલતી આવેલી પ્રથા! એટલે છૂટકો નહિ થાય, એટલાજ ખાતર મ્હેં આમતેમ બેચાર લોટા પાણી શરીર ઉપર ઢોળી મૂશળસ્નાન કરી નાખ્યું.

"એ...ભાઇ! જરા દીલ લૂંછવાનો ટુવાલ હોય તો લાવજો." મ્હેં ન્હાવાની ઓરડીમાં બેઠાં બેઠાં ભીને દીલેજ ભાઇને બૂમ મારી.

મ્હારો પ્હાડી સૂર અંદર તો બરાબર પ્હોંચ્યો. ઘરથી દેવમંદિર ભાગ્યેજ પચાસ કદમ પૂરૂં દૂર હશે, એટલે ભાભીશ્રી દર્શન કરી ક્યારનાય પાછાં પધારી ચૂક્યાં હતાં. અત્યારે રસોડામાં બેઠાં બેઠાં તેઓ રાંધતાં હતાં. ભાઇને કાને મ્હારી બૂમ પડી, એટલે એમણે બ્હારને હીંચકે બેઠાં બેઠાંજ હું આબાદ સાંભળું એમ એમના અર્ધાંગને હુકમ ફરમાવી દીધો. "જા...તો...જરા ચંદૂભાઇને દીલ લૂછવાનો ટુવાલ અને ધોતીઉં આપી આવ તો."

ભાઇનો ઓર્ડર થતાંજ ભાભી હાથ ધોઇ ઉઠયાં. એમના ઝાંઝર ઝમકયાં. દરમ્યાન મ્હારા ભાઇ મ્હારા ધારવા મુજબ આરસી-કાંસકી લઇ એમના નાટકીઆ જેવાં લાંબા વાળના પટીઆં પાડવામાં ગૂંથાયા. બ્હાર ઠંડીમાં થરથરતો ભીને દીલે ને ભીને ધોતીએ હું ટુવાલની રાહ જોતો ઉભો હતો. ત્યાં તો ભાભીશ્રી ખાલી હાથે સ્હામા આવી ઉભા રહ્યાં. મ્હેં એમને ગરીબ ગાય જેવાં શબ્દોમાં કહ્યું: "ભાભી! જરા અંદરથી દીલ લૂંછવાને ટુવાલ ને ધોતીઉં ન આણી આપો? મ્હોટી મ્હેરબાની થશે!"

"લ્યો, વળી અમારાં ગામડીયાના ઘરમાં તે ટુવાલ કેવા ? એ તો તમારા શહેરમાંજ હોય ! અમારે ત્યાં શું હોય ? ધૂળ ને ઢેફાં !" ભાભીએ દાવ પર આબાદ સોકટી મારી.

"હવે મશ્કરી જવા દયોને ભાભીસાહેબ !" મ્હેં ઠંડીમાં દાંત કકડાવતાં જેમતેમ જવાબ વાળ્યો.

"તો શું તમે ખોટું માનો છો ?"

"ભાભીસાહેબ ! હવે આપતાં હો તો આપોને ! મ્હારે અત્યારે ખોટાં–ખરાંની પરીક્ષા નથી કરવી."

"પણ ક્યાંથી આપું ? તમારા ભાઇએ કોઇ દી વસાવ્યો હોય, ત્યારેને ? હા...બાકી કહો તો તમારા ભાઇનું આ ધોતીઉં સ્હામા વાંસડા ઉપર સૂકાય છે, તે આપું. એ ચાલશે ?" કોઇ ન સાંભળે એમ એમણે મ્હને બનાવવા માંડયો.

પણ હુંય ક્યાં એમ તો એનાથી જાઉં એવો હતો. મ્હેં હાજરજવાબીની પેઠે રોકડુંજ પરખાવ્યું: "ત્યારે એની જોડે તમારૂં લુગડું સુકાય છે, એનાથીજ લૂંછી નાખું તો કેમ ? ભાઇનું ધોતીઉં આપવાને તૈયાર થયા છો, ત્યારે તમારાં ચીર તે એવાં શું અમુલખ છે ? આપકી લાપસી ને પરાઈ કુસકી, કેમ ? એમજને ?"

"ઓહોહો ! એમાં શું ? તમારાથી કંઇ એ વધારે છે ? તમને એમ ઠીક લાગતું હોય, તો એમ. લ્યો, એનાથી લૂંછી નાખો. હવે કંઇ છે ?"

અને મ્હેં સ્વપ્ને પણ એમ ન્હોતું ધાર્યું, કે મ્હારા બોલેલા બોલ આમ મ્હારેજ ગળે પડશે. ભાભીએ વાડાના વાંસડા ઉપર સૂકાતું

એમનું લુગડું ખેંચી લાવી મ્હારા ભીના દીલ ઉપર ફેંક્યું. "લ્યો, લૂછી નાખજો; હવે બોલ્યા છો તે...નહી લૂછી નાખો તો તમને મ્હારા સોગન છે."

જ્વાબની દરકાર રાખ્યા વિના એ તો ચાલ્યા ગયાં. ભાભીના સોગન! મ્હને તો ભારે પડયાં. બોલ્યું વચન પાળવાનો રાજા હરિશ્ચંદ્ર જેવો અખતરો અને શિઆળાની ટાઢ! બંનેએ મ્હને મુંઝાવ્યો. આખરે મ્હેં આજુબાજુ ઉડતી નજર નાખી જોઈ લીધું. "કોઇ જોતું તો નથીને?" અને પછી આંખ મીંચી મ્હેં પણ મ્હારાં એ પ્રેમાળ **ચંપાભાભીના ચીર**થી દીલ લૂછી નાખ્યું. અરે પણ પછી! પ્હેરવાને-બદલવાને ધોતીયું ક્યાં હતું?

હું ફરીવાર મૂંઝાયો. વાંસડા ઉપર નજર નાખી, તો ભાઇનું ધોતીયું પણ ગેપ! નક્કી એ પરાક્રમ પણ એમનુંજ! સમય વિચારી અંતે હું એજ દુશાલ (ચાર) અંગે વીંટાળી ભિલાડીને પગલે ગુપચુપ બ્હાર જવા મંડયો. પણ રસ્તોજ રસોડામાં થઇને જતો હતો, એટલે મ્હારી ગમે તેટલીય સાવચેતી અને અગમચેતી છતાંય હું ભાભીની ચકોર આંખોથી છટકવામાં ન ફાવ્યો.

આજકાલના ફૂંક મારે તો ઉડી જાય એવાં નાજુક બૈરાંઓ સફેદ કલકત્તાના લુગડાં પહેરે છે, તે તો તમે જાણો છોને? મ્હારાં ચંપાભાભી તો જોકે ગામડાના હતાં, છતાં મ્હારા ભાઇ જરા ભણેલા ગણેલાં અને શહેરના સુધરેલ વાતાવરણમાં ઉછરેલ હોવાથી એમણે ભાભીને માટે કલકત્તાના આ ઝીણા સફેદ લુગડાંજ પહેરવાની ખાસ ફરમાશ કરી હતી. હું ઉતાવળમાં ને ઉતાવળમાં ધોતીઆને બદલે એમનું ઝીણી કાળી કોરનું સફેદ લુગડુંજ લઇને વાડામાં દોડયો. ત્યાં તો

ભાઇ રસોડામાં આવી ભાભીને પૂછવા લાગ્યાઃ " કેમ ! ચંદુભાઇ શું કરે છે ? એમને રૂવાલ આપ્યો ?"

"જુઓને, વાડામાં ધોતીયું બદલતા હશે."

પૂરી કમબખ્તી ! ખરેખર હું મ્હારાં મશ્કરાં ચંપાભાભીના ચીર શરીરે શોભાવી રહ્યો હતો, ત્યાં તો ભાઇ ધસી આવ્યાં. એમની પાછળ ડાહ્યાં ડમરાં મંદ મંદ હસતાં ભાભી પણ આવ્યાં. મ્હારી નૈનામ દશા ઉર્ફે ન્યુ પેટંટ તેમણે જોઇ. પછી શું થયું ? તે તમેજ સમજી લ્યો. તમારા સમ, મ્હને તો કહેતાં ને લખતાં પણ શરમ આવે છે. હસી હસીને ભાઇ-ભાભીએ તો હદ વાળી. બનાવવામાં પણ બાકી ન રાખ્યો. હું તો ખિસીયાણોજ પડી ગયો. અને કેમ જાણે હજુ આટલું તો મ્હારે માટે ઓછું હોય, તેમ ભાભીસાહેબ મલકાતે મુખડે ભાઇસાહેબ પાસે મ્હારી બહાદુરીનું ઇનામ અપાવવા બોલ્યાઃ

" વાહરે ચંદુભાઇ ! આ તે કંઇ ઠીક કહેવાય કે ? આ શું ? ખોળી ખોળીને મારૂં નવુંજ લુગડું શોધી કાઢ્યું ? તમારા ભાઇનું એકાદ ધોતીયું હોત તોય ઠીક ! તમારી આવી મશ્કરી તો અમને નહિં પાલવે બા ! હા......"

" હવે હોય એ તો......" ભાઇ વળી ભાભી તરફથી બોલ્યા.

આ તો ચોર ઉલટો કોટવાળને દંડે ! હોય બાપા હોય ! એમનો હસવાનો અને મ્હારો લાજી મરવાનો વખત હતો. નીચી મુંડીએ એ બધુંય હું સાંભળી રહ્યો હતો, ત્યાં તો ભાભીસાહેબના ગયા પછી પાછા ભાઇ મ્હને બોલવા લાગ્યાઃ

" અરેરા ચંદુ ! આ શા તોફાન ! તું કાંઇ હવે હેજ ન્હાનો છે શું ? ત્હારી ભાભીના ચીર તે ત્હારે અને કાંઇ રૂવાલ-બુવાલ આવો શું વારૂ ?"

" પણુ ભાઈ ! મ્હારી **ભાભીના એ પરાક્રમ** તમે ન સમજો. ખસો......એ તો જે જાણુતા હોય, તેજ **એ**મના ગુણુ જાણે."

એટલું કહી મ્હેં તો દોટ મૂકી. ભાઈ તો તાબુતના થાંભલાની માફક મ્હારી તરફજ જોતા રહ્યા !

* * * *

રાત્રી પડી. આજ મ્હારૂં ભેજું ઠેકાણે નહોતું, એટલે મ્હેં ખાધું, કે તરતજ હીંચકા ઉપર લંબાવી દીધું. મ્હને પ્રસ્તાવનામાંજ કહી લેવા દ્યો, કે હું જરા બીનહરીફ અને અજોડ ઉંઘણુસી હતો, એટલે ઘસઘસાટ ઘોરવા મંડયો. ભાઈએ આવી મ્હને ક્યારે ઉઠાડયો, અને ક્યાં સુવડાવ્યો ? તેની કાંઈજ ખબર મ્હને નહોતી. હા ... ... પરન્તુ ભાભીશ્રીના થોડાંક શબ્દો મ્હને સાંભરે છે.

" કેમ કાંઈ ઓઢવાનું જોઈશે કે ચાલશે ? કહો તો આપી જાઉં."

" નાખી જાવ, નાખવું હોય તો ! " મ્હેં પથારીમાં લંબાવતાં અર્ધી ઉંઘમાંથીજ જવાબ દીધેલો.

અને પછી ભાભી કાંઈક મ્હારા શરીર ઉપર નાખી ગયા, અને હું પણુ માથે-મ્હોડે ઓઢીને સઈ ગયો. મ્હને આખા ઘરમાં મોડામાં મોડા ઉઠવાની ખરાબ ટેવ હોવાથી સ્હવાર પડતાંજ ભાઈ મ્હને ઉઠાડવા આવ્યા. કોણુ જાણે બુમ પાડયા પછી એમણે એવું તે શું જોયું ! કે ઘડીભર ટમ્મો થઈ ગયાં ! હું તો તબિયતથી આળસ અને બગાસાં ખાતો ખાતો અરીણુીની માફક આંખો ચોળતો ઉઠયો. ત્યાં તો મ્હારી પથારી પાસે બેસી ખડખડાટ હસી રહેલા ભાઈને મ્હેં જોયા.

"એ વળી સ્હવારના પ્હોરમાં ઉઠતાંની સાથેજ શું છે ? "

જવાબમાં એમણે મ્હારૂં ઓઢવાનું ખેંચી મ્હને બતાવ્યું. હવેજ મ્હારી આંખો ઉઘડી. ભાઇ કાંઇ ફોકટના ન્હોતા હસતા. આ સાથે મ્હારી બીજી વાર હાર થઇ. રાતના ભાભી મ્હને જાણી જોઇને મશ્કરી ખાતર ઓઢવાનાને બદલે એમનું ગામઠી જાડું અને જુનું લુગડું અર્થાત્ ચીર આપી ગયાં હતાં. વાહ ! ભાભી, વાહ ! પ્રમદા બુદ્ધિ પાનીએ, કે પુરૂષ-બુદ્ધિ પાનીએ ?" મ્હેં મ્હારા અતંરાત્માનેજ સવાલ પૂછ્યો.

ભાઇના ગયા પછી હું ઉતરેલે મ્હોંડે દાતણનું લાકડું મોંમાં નાખી બ્હાર ઓટલે જઇને ગોઠવાયો. અંદર ભાઇ-ભાભી "ખી..ખી.. ખી.." કરીને હસતાં હતાં, તે બધુંય હું બહાર બેઠા બેઠા સાંભળતો હતો. પણ શું ઉજળું મોઢું લઇને બોલું ? "ઠીક છે, ભાભીસાહેબ ! વખત આવવા દયો. તમનેય જોઇ લઇશ." કહી હાલ તો હું મનમાંજ બડબડી બેસી રહ્યો. અને જ્યાં લોટો હાથમાં લઈ મોઢું ધોવા જાઉં છું, ત્યાં તો હા...ક...થુ... પાણીમાં નર્યું મીઠું નાખેલું હતું. ફરી મ્હારી આંખ ભાભી ઉપર કતરાઇ. અને મ્હારૂં કડાણું મોઢું ! એ સીન તો આબાદ જોવા જેવો હતો.

* * * *

શિયાળાની મોસમ હોવાથી બીજે દીવસે અમારે ભાઇના એક ઓળખાણના પટેલને ત્યાં પાસેના ગામડામાં પોંક ખાવા જવાનું નક્કી થયું હતું. ભાઇની સૂચના પ્રમાણે આજે હું અંધારામાં ઉઠી તૈયાર થઇ ગયો, અને ભાઇએ નિશાની આપી તે પ્રમાણે મ્હેં એક પોટલીમાં બદલવાને માટે એક એક ધોતીઉં બાંધી લીધું.

સાત સાડાસાતને સુમારે તો અમે પટેલને ખેતરે પહોંચી ગયા. એટલી સ્હવારમાં દાતણપાણી કરી અમે તો લીલા લીલા મીઠા મીઠા પોંક ઉપર અમારો મારો ચલાવવો શરૂ કરી દીધો. બરાબર નવ વાગે અમે પોંક ખાઈ પરવાર્યા, એટલે પટેલની પરોણાચાકરીને માન આપી એમને ઘેર પહોંચ્યા. પહેલાં તો બાઇએ ઘેર પહોંચતાંજ ન્હાવાની વાત ઉંચી મૂકી જરા આડા પડવાની વાત છેડી, પણ હું ક્યાં એમને એમ સહેલાઇથી છોડું એમ હતો! મેં તો "અરે! એ શું બોલ્યા? આપણે વૈષ્ણવને તે વળી ન્હાયા વગર ચાલે કે? ઉઠો...ઉઠો..." એમ કહી મહામહેનતે ને પરાણે એમના કપડાં કઢાવ્યાં. આગળની ગોઠવણ મુજબ હું તો ઝટપટ નાહી ઉઠ્યો, ને પોટલી છોડી મ્હારૂં ધોતીયું બદલવા લાગ્યો, ત્યાં બાઇ ન્હાવા બેઠા. ન્હાઇ રહ્યા કેડે એમણે મ્હારી પાસે ટુવાલમાં ધોતીઉં લપેટેલ પોટલી માંગી, અને મેં એ એમના હાથમાં લાવી મૂકી. બાઇએ તો ટુવાલ છોડી અંદરથી વસ્ત્ર કાઢ્યું. અને જ્યાં ઘડી ઉકેલી બદલવા જાય છે, ત્યાં તો..."અરે! અલ્યા ચંદુ! આ શું?"

"શું છે બાઇ?" હું આશ્ચર્ય પામતો એમની પાસે આવી ઉભો.

"આ શું બાંધી લાવ્યો? આ તો ત્હારી ભાભીનું લુગડું!"

"હું શું જાણું? બાઇસાહેબ! ભૂલમાં અંધારામાં ભૂલથી તમારા ધોતીઆને બદલે એ હાથમાં આવી જતાં બંધાઇ ગયું હશે! બંને એકસરખાં રંગના, એટલે ભૂલાવામાં પડી જવાય, એમાં શું આશ્ચર્ય!"

"ચૂપ રહે, હરામખોર! એ ત્હારૂંજ કારસ્થાન છે,"

હું હસી પડયો. આ વખતે નીચું જોવાનું એ બાઇસાહેબના બાઇસાહેબને હતું. એ પણ સમજ્યાં કે સેવક કંઈ છેક એમ ગાંજ્યો જાય એમ નથી ? એણે પણ દાવ ઉપર સોકટી આબાદ મારી બતાવી છે.

"પણ હવે પહેરવું શું ? એનો કંઇ ઉપાય ?"

"ભાઈ ! સાચું પૂછો તો મ્હારા મનમાં કે કદાચ ભાઈ ભાભી વિના સૂના પડી જાય, એકલાં ન ગમે, ચ્હેન ન પડે, એટલાં માટે એમના સ્નેહસ્મરણ–ચિહ્ન તરીકે આ ચીર સાથે..."

"પણ એ અક્કલના ઓથમીર !" ભાઈ મ્હારો કાન પકડી કોઈ સાંભળે નહિ એમ પોતાની આબરૂનો બચાવ કરતાં મ્હારા કાનમાં ક્હેવા લાગ્યાં: "આવી મજાક–મશ્કરી અને ગમ્મત તે વળી અહીંયા પારકાને ઘેર હોય કે ? આટલો મ્હોટો વધી જાણ્યો, પણ હજુ ત્હારામાં એ બદામની પણ અક્કલ નથી."

પણ પછી શું ? પેલી કાળી કોર ઓટીમાં દબાઈ જાય, એમ સફાઇથી ભાઇએ આખરે એજ મ્હારા **ચંપાભાભીના ચીરને** મનેકમને પણ વધાવી લીધું.

"હા...હા...હા...હા...હા...વેર...વસૂલ." હું હસી પડયો, સાંજે અમે ઘેર પાછા પધાર્યાં. પણ ભાઇએ પટેલને ત્યાં પ્હેરેલા પેલા ચીરનો પ્રસંગ હું હજુ ન્હોતો ભૂલ્યો. ભાઇને મોતીડે વધાવવાને મ્હારા ભાભી આંગણામાંજ ઉભેલા હતા. આવતાંની સાથેજ મ્હેં એમને હસતે વદને કહ્યું: "કેમ આવીયે કે ?"

"હા, ભલે પધારો. તમારા ભાઇ ક્યાં છે ?"

"ધીરે ધીરે પાછળ આવે છે. લ્યો આ પોટલી. પટેલને ત્યાંથી ભાઇ તમારે માટે બંધાવી લાવ્યા છે."

બૈરાંનો જીવ! આફળો અને અધીરો! એટલે ભાભી પૂછ્યા-ગાછ્યા વિનાજ પડશાળને હીંચકે બેસી હોંસે હોંસે એ છોડવા મંડી પડયાં. પણ જ્યાં છોડીને જુએ છે, ત્યાં તો ઠંડા આઇસક્રીમ! મ્હારા ઉપર તીરછી નજર નાખી તેઓ બોલ્યાચાલ્યા વિના એમના એમજ પોટલી ત્યાં પડતી મૂકી ચાલ્યા ગયા. એમાં મ્હારા ભાઇએ પટેલને ત્યાં પ્હેરી પવિત્ર કીધેલાં એવાં ભાભીના ચીર હતાં.

એટલામાં તો ભાઇ પાછળાજ આવી પ્હોંચ્યા. પોટલી હીંચકા ઉપર ખુલ્લી પડેલી જોતાંજ એમણે મ્હને ખાનગીમાં ધીરેથી કહ્યું: "ચંદુ! આને આમ વચ્ચે શું લાવીને નાખ્યા? જા ત્હારી ભાભી જાણે નહિ એમ એને છાનામાના પાછલા વાડામાં સૂકાતા નાખી આવ." અને "બહુ સારૂ" એમ ટુંકો ઉત્તર આપી હું અંદરના ભાગમાં ચાલ્યો ગયો. પણ બાપડા ભાઇને એ ક્યાં ખબર હતી, કે સેવકે એમની આ બહાદુરીના બારણા ભાભીસાહેબ પાસે પણ ક્યારનાય ખોળી કરી નાખ્યા હતા!

હાથ-મ્હોં ધોઇ અમે જમવા બેઠાં. જમતાં જમતાં મ્હેં બન્નેમાંથી કોઇ ન સમજે એમ એક પછી એકને વારાફરતી ખૂબ બનાવ્યાં, ત્યાં એકાએક મ્હારી આંખ રસોડાની ખીંટીએ લટકાવેલી એક પોટલી તરફ ગઇ.

"ભાઇ! પેલી પોટલીમાં શું છે?"

"કોને ખબર! હશે કંઇ!"

મ્હને તો કુતૂહલ થયું, અને મ્હેં તો હળી ધીરેશથી એ પોટલી નીચે પાડી. એમાં મ્હારી ભાભીના જરી-પૂરાણા, ફાટેલ-તૂટેલ ચીર બાંધેલાં હતાં. વાસણવાળાને આપવા અમારા ઉદાર ( કંજુસ નહિ )

ભાભીશ્રીએ એ રત્નની પેઠે જતન કરીને જાળવી રાખ્યાં હતાં. "રહેવા દ્યો હવે...છો રહ્યાં..." કહેતાંજ મ્હારા ઉપર ચીડવાયલાં ભાભીએ એ ચાંચકી લીધી, અને મ્હારા તો હસી હસીને પેટમાંય દુઃખી આવ્યું.

આખરે અમે જમી ઉઠયાં. અમારી એ રાત તો અસહકાર યાને આત્મોત્સ્યાગાંજ ગઈ, પરન્તુ બીજી સ્હવારે જ્યારે ભાભી મીઠું પાણી ભરવા નદીએ સિધાવ્યાં, અને ભાઈ ઉપડયા ન્હાવા, એટલે સેવક ધીરેથી રસોડામાં સરકયાં. પેલી પોટલી ઉઠાવી. ભાભીના કપડાં ઘણાં ખરા સ્હામેના ખુલ્લા કબાટમાંજ પડી રહેતાં હતાં, એ મ્હેં ધીમેથી ઉઘાડયું, પેલા નવલાં ને પ્રદર્શનમાં મૂકવા લાયક પોટલીમાં બાંધી રાખેલાં ફ્રેન્શી રેશમી અમ્મરો એની અંદર ગોઠવી ગોઠવીને મૂકવા માંડયા. પણ યા નસીબ! એટલામાં તો કોણ જાણે ક્યાંથી તે ભાભી એકદમ ત્યાં ધસી આવ્યાં, હું પકડાઇ ગયો.

" કેમ રે ચોર! એ શું કરવા માંડયું છે? ખસો જોઉં?"

ચોરી પકડાઇ ગઇ. પેલા અણમૂલાં આભૂષણો નીચે પટકતાં ભાભી હવે છણુકયાં: "બને એકલાં પડીને ઘરમાં આવાજ ધંધા કર્યા કરો છોને?"

ભાઇશ્રી પાંચ પોત્તે પણ વગર લેવેદેવે બાપડા મ્હારી સાથે ચીનના શાહુકારની ગણત્રીમાં ગણાઈ ચૂકયા. હું શરમિંદો ને ભોંઠો પડયો, છતાંય ઠાવકુ મોઢું રાખી બોલ્યો: " તે ભાભી! આવા અમૂલખ રૂપાળાં ચીરો તે ક્યાં મોસાળામાં મૂકવાને રાખી મૂકયાં છે?"

" હા...તમારા લગનમાં એ પ્હેરવા જોઇશેને, એટલા માટે. સમજ્યા, મ્હારા લાડકડા દિયરીયા!"

અને બસ ! બંન્નેની લૂલી આ રોકડો જવાબ સાંભળતાંજ બંધ થઈ ગઈ–મ્હોંઢી ગઈ.

*　　　*　　　*　　　*

જ્યારે દસ વાગે અમે પાછા જમવા બેઠા, ત્યારે મ્હેં ફરી પેલી વાત ઉપાડી: " ને ભાઈ ! તમે ભાભીને આવાં અણમૂલ ને અપ-ટુ-ડેટ ચીરો તો અપાવો છો, પણ ભાભીજ એટલાં કંજુસ છે, કે બધાં આમ ગાંસડીમાં જતન કરીને–બાંધીને ઉંચાંજ મૂકી રાખે છે, સંઘરી રાખે છે. "

" બેસો બેસો હવે, મ્હોટા ભાઈને સંભળાવના ! એવાં એવાંય તમે ક્યાં ઓઢવા અને પ્હેરવામાં બાકી રાખ્યાં છે ? " પેલા પ્રસંગો સંભારી ભાભીએ મ્હારી જીભ જકડી લીધી.

ભાઈ–ભાભી બન્ને હસી પડ્યાં, એટલે મ્હેં ભાઈને કહ્યું: "એ માસ્તર ! પણ તમે શાના હસો છો ? તમારો તો હસવાનો અધિકારજ નથી. મ્હેં તો આપણા ઘરમાં પ્હેર્યાં, પણ તમે તો...પારકાને ત્યાં... પટેલને ત્યાં..."

ભેદનો ભંડાળ ખૂલી જાય એ બ્હીકે ભાઈએ મ્હારા મોંઢા ઉપર હાથ દાબી દીધો, અને મ્હેં પણ આટલી વાર ભાભી પાસે ભાઈનું માન–નાક રાખ્યું, વચન સાચવી લીધું. અમારા બંનેની સ્થિતિ જ્યાં ( આવ રે મ્હારા હરખા ! ને હું તું બે સરખા ! ) જેવી હતી, ત્યાં કોણ કોને કહે ? શું કહે ? પણ ચાલાક ભાભી તો એ બધુંય ક્યારનાય સમજી ગયાં હતાં. પણ એ તો પેલી કહેવત છે ને કે "મન જાણે પાપ ને મા જાણે બાપ. "

*　　　*　　　*　　　*

એટલામાં એવું બન્યું કે બીજે દીવસે ભાભી મ્હારા ભાઇને એકદમ ચાર દિવસની રીક લીવનો રીપોર્ટ આપી દૂર બેઠાં. હવે બાઇ સાહેબની ડયુટી ભાઇસાહેબને માથે આવી. આજ મહારાજા સરકાર કુકર ( રસોઇયા ) નું કામ કરતા હતા. સેવક એમની પાસે ઉભો રહી બાયની માફક ઓર્ડર ઉઠાવતો હતો, જ્યારે મહારાણી સરકાર સુપર વીઝન ( દેખરેખ ) પર હતાં.

રસોડામાં ચુલો ફુંકતાં ભાઇની આંખો ધુમાડે ઘેરાઇ, એટલે પછી શ્રાવણ ભાદરવાની હેલી ડાબા જમણી થવા લાગી. એક એકથી ચઢે એવા નમુનેદાર મેઘધનુષના સાત રંગની માફક સાત ડીઝાઇનની કૈડીકની ફુલકા રોટલી ભાઇ વણી વણી તાવી ઉપર નાખતા હતા! હું અને ભાભી! અમે સામે બેસી આ તાલ જોઇ રહ્યાં હતાં!

" ભાઇ! આ પણ કર્મના ભોગજને? મહીનામાં ચાર દિવસ બાયડીનો પણ અવતાર ભોગવવો પડે. પરણેલાને આ બધી પીડા! છે કાંઇ અમારા જેવા કુંવારાને ચિન્તા કે ખટપટ!" મ્હેં મમરો મૂક્યો.

"અરે જરા આવવા તો દો બેલીને? પછી એ બધીય ખબર પડશે."

" સેવક તો જીવન પર્યન્ત બ્રહ્મચારી **ભિષ્મજ** રહેવાના છે."

" **જોઇશું** ને તે! **ભિષ્મ** કે **ભરથરી**! તે તો વખત આવે એના મેળે **જણાશે**." પાસેના ખુણામાં બેઠાં બેઠાં ભાભી બોલ્યાં.

**પણ ભાઇનું** ચિત્ત એનાથી જરા વાતમાં દોરવાતાં એમનાથી ઉન્હી ઉન્હી રોટલી તબેથાને બદલે હાથેથીજ પકડાઇ ગઇ. મ્હોમાં આંગળી નાખી **ચૂસતાં** એ ખીજવાયાં: "હવે જરા મુંગો બેસ. કેટલું બોલ...બોલ..."

" હાં! એ તો ભાઇ! જેના કામ તેજ કરે. મ્હારાં ભાભીને "હવે રાંધવું એમાં તે શી મ્હોટી ધાડ મારવાની?" એમ રોજ ઉઠીને

ચીતરતાં હતાંને, તે હવે ખબર પડીને ? હજુ તો આ મંગળાચરણ છે, ભાઇ! એમાંજ આમ કંટાળી ગયા, તો પછી આગળના પ્રવેશ કેમ ભજવાશે ? "

" માફ કર ! ભાઇ ! સાત જન્મેય ભગવાન કોઇને સ્ત્રીનો અવતાર ન આપે."

" બસ કે ? "

અને જમી રહ્યા પછી સવારના નાખી ઉઠેલાં **ચંપાભાભીના ચીર** ભાઇએ નીચોવી સૂકાતાં કર્યાં. મ્હારાથી ન રહેવાયું, એટલે હું બોલ્યો: " ભાઇ ! આ કયા પ્રકારની પત્નીભક્તિ ? "

" લગ્ન તો થવા દે, પછી એ બધુંય એની મેળે સમજાશે, બચ્ચાજી ! "

અને મ્હારા ભાઇની એ વાત કેટલે અંશે ખરી હશે ! એ તો વાંચક ! તમે કોઇ અનુભવીજ જાણો. અંતર તો એક ઇશ્વર ! બાકી હજુ સુધી તો પરમાત્માએ મ્હને એ લ્હાવો અને એ અનુભવ લેવા લાયક નથી ધાર્યો. તમારો શું અભિપ્રાય છે ?

—:-મ્હારે એ લ્હાવો મેળવવા માગણી કરવી કે માંડી વાળવું ?-:—

* પુષ્પ સાતમું. *

# મ્હારા વહુજી

[ હિન્દુ-સંસારનું એક સંસ્કારહીન ચિત્ર ! ]

—— પ્રયોજક:—"પુષ્પ." ——



મુંબઈ. "પ્રજામિત્ર અને પારસી." તા. ૧૨-૯-૨૬

# પંદરમીસદીની પતિભક્તિ.

"શ્રી નવજીવન પુસ્તકાલય." ટાવર રોડ—સુરત.

પ્રયોજક:—શ્રી "પુષ્પ." મૂલ્ય:—ફક્ત નવ આના.




[ "બે ઘડી મોજ"માં આવનાર "વરઘેલી વહુ"નું એક ચિત્ર. ]

## પુષ્પ:— મ્હારા વહુજી —:સાતમું.

---



જરા દોરી હલાવતે તો બારે પડતે કેમ ? મીસીસનો સખ્ત સ્વર ઘરમાંથી સંભળાયો.

કર્મસંજોગે આ તમારા સેવક **મોતીલાલનું** પાનું ગામડાની એક અભણ અને સંસ્કારહીન એવી કજીઆખોર કૂભાર્યા સાથે પડ્યું હતું. એના બાપ હતા આખા ગામનો પટેલ, અને વળી પાંચ પૈસે સુખી ! તેમાંય વળી **મ્હારા વહુજી** એમના બાપને ત્યાં ન્હાનામાં ન્હાના-છેલ્લામાં છેલ્લા અને પાંચ પાંચ ભાઇએ એકના એકજ બ્હેન હતાં, એટલે એમના માન-પાન અને બોલવામાં હાજર જવાબી બીજા બીરબલને હંફાવે એવા હોય તો શું નવાઇ ? પૈસાદાર પિતાને ત્યાં 'બ્હેન બ્હેન' થઇને ફટવેલી લાડકવાયી છોકરી સાથે મ્હારા છેડા-

છેડી ગાંઠતાં મહાશયના મર્હુમ પિતાશ્રીએ જો કંઇ જોવાની તસ્દી લીધી હોય તો તે ફક્ત સંધ્ધર સાસરૂં ! અને બીજું એમનું પટેલનુ ઉંચું-ખાનદાની કૂળ ને મોભો ! બાકી રૂપ અને ગુણનો સ્વપ્નેય વિચાર નહોતો કર્યો.

એક તો ગામડીયું ગામ, અને તેમાંય વળી મ્હારા વહુજી રહ્યાં એમના બાપને ન્હાના અને લાડકડાં ! એટલે મૂળથીજ નિશાળે ભણવા જવામાં મ્હોટું મીઠું રાખ્યું હતું. અધુરામાં પૂરાં જન્મદાતા જનનીનાય જન્મતાંજ સ્વર્ગવાસ, એટલે સંસ્કાર અને ચારિત્ર્યમાં પણ શૂન્ય. વળી ઘરમાં પાંચ પાંચ ભાઇઓની વહુ, એટલે ગૃહ-કેળવણી લેવાનો ( પાકશાસ્ત્ર ) પણ એમને વખતજ શાનો આવે ?

અમારી કણબીની ન્યાત, અને તેમાંય બાર વરસે દેવી બોલે, એટલે પેટમાં અને પારણામાં, વહુ મ્હોટી અગર વર મ્હોટો, એવું કાંઇ પણ જોયાં વિચાર્યાં વિનાજ માબાપો લાકડે માકડાં વળગાડી દેતાં ! અને આ તમારો સેવક પણ એવાંજ એક સ્નેહલગ્નનો ન્હાનપણથીજ ભોગ થયો હતો ! તે વખત હું વિદ્યાર્થી હતો, આજ એક ભણેલગણેલ યુવાન છું. અમારા બંનેની દિશા એક એકથી આસમાન અને અવની જેટલી ઉંચી છે. એ સાહિત્યનો કક્કો ન સમજે, ત્યાં હું કાલીદાસ અને ન્હાનાલાલ, શેક્સપીઅર અને ટેનીસનની વાતો કરૂં ! ભેંસ આગળ એ ભાગવત ! ધૂળ પર એ લીંપણ ! હું એની પાસે રાતના થોડો થોડો વખત બેસી સરસ્વતીચંદ્ર માંહેના ગુણસુંદરીના ગૃહસંસારના રસિક પ્રસંગો વાંચી સંભળાવું, ત્યાં એ પસંગમાં પડી પડી ઘોરે, હું પોથાંને પ્રેમથી પૂજું, ત્યાં એ પગ નીચે છૂંદી ચાલતી થાય. આ અમારો સુખી સંસાર હતો ! પણ શું કરૂં ? હવે છૂટકો ન્હોતો.

ઇલાજ ન્હોતો. મ્હારે દુનિયામાં રહેવું હતું, કોઇની માફક એને ઠોકરે મારી સંન્યાસી ન્હોતું થવું. લોકલજ્જાએ પણ મ્હારે અંદરથી કચવાતે મને અને ઉપરથી હસતે મોઢે ગૃહ-સંસાર માંડવો પડ્યો હતો.

ગર્વઘેલી **મોતન** એના બાપને ત્યાં ન્હાનાં-મ્હોટાંને એકજ લાકડીએ હાંકવા ટેવાયલી, અને કોઇ દિવસ સળી તોડીને જેણે બે સરખી ન કરેલી, તે આ ગરીબનું ઘર માંડતાં થનગન થનગન નાચે એમાં શું આશ્ચર્ય ? એનો બાપ જો પોતાની આ હીરાકણીનો હાથ મ્હારા હાથમાં સોંપવા લલચાયો હોય, તો તે ફક્ત એક મ્હારા અભ્યાસને લઇનેજ ! હા...તે વખતે અમારી સ્થિતિ પણ જરા પાંચ પૈસે સારી હતી, પરન્તુ પૂજ્ય પિતાના સ્વર્ગવાસ પછી તો એ બધોય પૈસો મ્હારા અભ્યાસમાં અને સાહિત્યના શૉખમાંજ ફના થઇ ગયો.

નોકર-ચાકરોને હુકમ કરી, પાણીની જગ્યાએ દુધ પી ફૂલની માફક ઉછરેલી મ્હારી **મોતન**ને તેડવા સાસરાને બારણે જ્યારે હું પ્હેલ-વ્હેલો ઇન્ટરની પરીક્ષા પસાર કરી ચડ્યો, ત્યારે આ મુફલીસ ભિખારીનું ઘર માંડવા મ્હારી **મોતને** તો **એ**ના બાપને ચોકખી ઘસીને નાજ પાડેલી, પણ આજુબાજુના બે-ચાર સમજુ વૃધ્ધ વડીલોએ મળી 'હાથી દરબારે અને સુતા તો સાસરેજ શોભે,' એવું કહી **એ**ના બાપને સમજાવી **એ**ને સારી રીતે રાખવાકરવાની વિ. વિ. કંઇ કંઇ શરતો કરી મ્હારી સાથે મોકલી **એ** ઘેર આવી, એટલે અમે વર-વહુએ સંસાર માંડ્યો.

ગૃહજંજાળમાં ઇન્ટર સુધીનો અભ્યાસ તો કોલેજની ટર્મ માંડમાંડ ભરીને પણ ખેંચ્યો, પરન્તુ હવે એકને બદલે બબ્બે જીવોની ઉપાધી થવાથી, અને તેમાંય પુરૂષના કરતાં સ્ત્રીના રાજ્યમાં તેલ-ફુલેલ

પાન–સોપારી વિગેરે વિગેરે સત્તરસો નવાં લફરાં વળગવાથી આખરે મ્હેં ગૃહખર્ચને પ્હોંચી વળવા એક ઓફિસમાં કામચલાઉ કલાર્કની જગ્યા લઇ લીધી, અને દરરોજ બપોરના જમવાના બે કલાકના ગાળામાં અને સાંજે જમ્યા પછી સૂતી વખતે બી. એ. નો અભ્યાસ કરવો આગળ ચાલુ રાખ્યો. પરન્તુ અફસોસ ! મ્હને કહી લેવા દ્યો, કે જેના આગમનથી હું 'અનેકધા ઉપાધિઓથી મુક્ત થઇશ' એવી અનેરી આશાઓની ઇમારત અંતરમાં ચણુતો હતો, તે એકજ અઠવાડિયામાં ઉંધી વળી ગઇ. ઉલટી મ્હારી સ્થિતિ તો "ઘરનો બળ્યો વનમાં ગયો, તો વનમાં લાગી લ્હાય" એવી કફોડી થઇ પડી.

છતાં જેની સાથે આખી જીંદગી વિતાડવાની છે, તેની સાથે રોજ ઉઠીને કંકાસ કરવો કેમ પાલવે ? 'પાણીમાં રહેવું અને મગર સાથે કુસ્તી' એ કેમ બને ? વારંવાર હું તપી જતો, તોય પાછો એ ગરમાગરમ ઘુંટડા ભગ્નહૃદયે ગળી જતો. પુરૂષ એટલે સંસારનું સુકાન ! અને સ્ત્રી એટલે સંસારની નૌકાઓ ! ગૃહદેવીઓ ! એ મ્હારી માન્યતા મ્હારા મનમાં ને મનમાં અને મ્હનેજ મુબારક રહી ગઇ !

આખરે મ્હેં **એ** જડબરત જગદંબાને બે શબ્દ શિખવવાની આશા માંડીજ વાળી. સહરાના ઉજ્જડ રણમાં શિતળ મધુરાં જળનાં સરોવરો છલકાવવાના મ્હારા મહા મનોરથો મ્હને મૃગજળ જેવાં લાગ્યાં. છતાં આશા કોને નથી હોતી ? મનુષ્ય માત્ર અને જગત્ આખાનું જીવન એ અનન્ત અને અમર આશા ઉપર ! પથારીએ પડેલો એંસી વર્ષનો વૃદ્ધ (દવા ખાય છે) એને નથી છોડી શકતો, તેમ હું પણ **મ્હારા વહુજી** તરફની એકેએક આશા હજુ કાંઇ છોડી બેઠો ન હતો. હું હવે હરહમેશ એજ વિચારતો, કે "હશે...હોય...હજુ **એ** નાદાન

છે. અણસમજુ છે. એને માથે પડયું નથી. ધીરે ધીરે માથે પડશે, અને સંસાર, સુખ તથા સ્ત્રી-પુરૂષના અન્યોન્ય સંબંધ એ સમજતી થશે, એટલે એની મેળે સુધરશે. એકાદ બે પુત્રની માતા થવાનો પ્રસંગ આવશે, એટલે આપોઆપ ઘડાઇને ઠેકાણે આવી જશે. અને મ્હારાં એ સોનેરી સ્વપ્ના બરાબર એક વર્ષ પછી સાચાં પડવાનો સમય આવી લાગ્યો. મ્હારી મોતન એક દૂધપીતી નિર્દોષ બાલિકા આજ મ્હારા ભવિષ્યના વારસામાં ધરી ચૂકી છે. તમને શું કહું? એક વર્ષ વીત્યાં છતાં, એક છોકરીની માતા થયા છતાં, હજુ **મ્હારા વહુજી**ના વિચાર, વાણી કે વર્તનમાં એવો કશોય નોંધવા લાયક ખાસ ફેરફાર થયો નથી. એ તો હતાં એનાં એજ છે!

× × × ×

આજ ઑફિસમાંથી થાકીને લોથપોથ થઇને હું બપોરે ઘેર જમવા આવ્યો હતો. **મ્હારા વહુજી** રસોડામાં રાંધતાં હતાં. હજુ તો હું પૂરેપાધરો ડગલો પણ નહિ ઉતારી રહ્યો હોઉં, ત્યાં તો દાળમાં વઘાર દેતાં જેવો તડતડાટ અને છનછનાટ થાય, તેમ ધમપછાડ કરતાં કડછી અફાળી દેવી જગદંબા રસોડામાંથી એકદમ બહાર આવ્યાં. વચલા ખંડમાં મ્હારી ન્હાનકડી બચી (બબી–કીકી) ઘોડીયામાં પારણામાં સૂતેલી હતી, તે ઉંઘમાંથી એકાએક જાગી ઉઠવાથી રડી પડી હતી, તેની ઉપરજ આ બધું વાતનું વતેસર અર્થાત્ રજનું ગજ થઈ ગયું હતું. મ્હને દિવાનખાનામાં ધોતીઉં બદલતો જોતાંજ એની આંખો ચાર થઇ ગઈ. એણે મ્હને પગથી તે માથા સુધી ઝાળ ઉઠે એવા કડક શબ્દોમાં મ્હારી ધૂળ ખંખેરવા માંડી: "જરા દોરી હલાવતે તો ભાર પડતે, કેમ?"

ખરા બપોરના તાપમાંથી ઉકળતે મને અને ભૂખ્યે પેટે આવીને હજુ મ્હેં પૂરો શ્વાસ પણ નહોતો ખાધો, ત્યાં તો મ્હારા માનીતા ગૃહલક્ષ્મીએ આવી દારૂમાં દીવાસળી ચાંપી. એકાએક વિજળી ઝબુકે એમ મ્હારા અંતર-આકાશમાં ચમકારો તો થયો, પરન્તુ એ અનર્થ-કારક પ્રકાશને એમને એમજ અંદર દાબી દેતાં મ્હેં એને કશો પણ જવાબ ન વાળ્યો. ત્યાં તો પારણા પાસે ધમી પાંગોઠું પકડી ઝોળીમાંથી બરાડતી બબલીને બ્હાર ખેંચી કાઢતાં એણે મ્હને સંભળાવવા બબડવું ચાલુ રાખ્યું: "મુઆ! મરતાંએ નથી કે ઓછાં થાય. આખા દિવસ જીવ ખાય છે. બે ઘડી પણ સુખે જંપવા નથી દેતાં."

બડબડાટ ફડફડ કરતાં એણે છોકરીને હાથમાં લીધી. ઉંઘ-માંથી ઉઠેલી એટલે એ પયપાન કરવાને માટે જોરથી રડવા લાગી. એટલે તો પછી પૂછવુંજ શું? મ્હારા ઉપરની રીસ એ બાપડા નિર્દોષ બાળક ઉપર ઉતરી. સાથે સાથે આપણી સત્કાર અને શિક્ષણહીન માતાઓ એવે વખતે જે આણઘટતી સરસ્વતી-ગાલિપ્રદાનો (વસ્લામુઆ. કાળીમુઆ...પાઘડી બળ્યા...મુઆ...રાંડ...કુંભારજા વિગેરે નિ:સંકોચપણે વાપરે છે, તે) પણ એમના શ્રીમુખમાંથી છુટવાં બાકી ન રહ્યાં:

"લે... પેટબળી! લે." એક પછી એક ધોપટાપાક અને મોઢા મેસુરના કટકાઓ મ્હારી ફૂલકલીને એની માતા તરફથી પ્રસાદીમાં મળવા લાગ્યાં. હવે મ્હારાથી ન રહેવાયું. મ્હારા મગજની કમાન છટકી. એના હાથમાંથી મ્હારી હૃદયપ્રીતી નિર્દોષ બાલિકાને આંચકી લેતાં હું ભ્રમર ચઢાવી ગાજ્યો: "ચાલ, ખસ. એમાં નાહકની બાપડાં છોકરાંને શાદને મારે છે? કાઢની-પારકી રીસ એની ઉપર! ત્હારા તો બારે દહાડા આવા-સારખાંજ જવાના. તું સુધરવાની ક્યારે? હજુ ત્હને અક્કલ તે ક્યારે આવશે?"

"અક્કલ આવશે હવે આવતે જન્મારે. સમજ્યાને ? લાવો..." મ્હારા હાથમાંથી દીકરાના તોલની મ્હારી મોંઘી દીકરીને, ઝૂંટવી લેતાં એણે હવે મ્હારા તરફ એના કાતીલ ડોળા ફેરવ્યાઃ " ... ઓહો ! મ્હોટા કમાઇને આવ્યા, તે બ્હીક બતાવો છો ? ઘરમાં વાઘ ને બ્હાર તો બકરી જેવાં છો ! નગજો માટી બૈયર પર શૂરો ! મ્હોટા પાંચસોનો પગારદાર હોય તેનોય આટલો-તમારા જેટલો રૉફ ને મિજાજ તો ન હોય, ને તમે તો રોજ ઉઠીને..."

" કમાતા નથી ત્યારે શું હજામત કરીએ છીએ ?" મ્હેં બળતા હૃદયે એ સળગી ઉઠેલા દાવાનળમાં ફુંક મારી.

" ત્યારે બીજું શું વળી ? શો મ્હોટો વાઘ મારો છો ? બધીય ખબર છે, બેસો રહોને વળી. બાંધી મુઠ્ઠી લાખની, ને ઉઘાડો તો ખાખની. એટલામાંજ બધું સમજી લેવાનું."

" બહુ સારૂ. હવે બહુ થયું. મહેરબાની કરી હવે તમે અંદર સિધાવો, અને તમારૂં કામ કરો. નકામું અત્યારે મ્હારૂં મગજ ન અકળાવ, નહી તો કંઈ નવનું સાડીસી-તેર થઈ જશે."

" ના...ના...તે રોજ ઉઠીને મ્હારાથી તો તમારાં આવાં બોલો નહિ સંભળાય. તમે ભણેલાં છો એટલે અમને ડરાવતાં હશો કેમ ? હું થોડી કંઇ તમારી એમ દબાયલી કે ઓશિયાળી છું, જે વળી આમ હાલતાં ને ચાલતાં એક નોકરડીની માફક મ્હને તું-તાં કરી તોડી પાડો છો ?"

" દબાયલી ને ઓશિયાળી તો સત્તર વાર. તે કંઈ ત્હારા બાપથીય ના પડાય એમ છે ? ખાય છેને !"

"નહિ ખવડાવતા. ઓહો! હવે, મ્હોટી બનાવી બતાવીને ખાવાની બ્હીક બતાવો છો તે! એ તો દરરોજ રાંધીને તૈયાર મસાલે ઝીકું નહિને તો કાલ સવારે બધી ખબર પડી જાય. ક્યાં મ્હારા આગે પાછળ ઓછું મૂક્યું છે?"

"એમ કે?"

"હાસ્તો વળી."

"ઠી...ક. ત્યારે એ બધા પૈસાનીજ ત્હારા મગજમાં ગરમી છે, કેમ? બસે, હમણાં તો એ વાતને પડતી મૂક."

"પડતી તે કેમ મૂકું?"

"ત્યારે જા પીટ ઢાંડો, ને મૂક ચકસે."

"હાસ્તો. એ તો દાવ આવે ત્યારે બધાંએ સાકરી મારે. વાં એ લુગડાં લેવાના તો પૂરાપાધરા મળતા નથી, ને મિજાજ તો રાંઆ છો બાર ખાંડીનો! બસ, હું હવે આજ તમને સાફ સાફ કહી દઉં કે આ ખખા હવે આપણાથી વધુ વખત નહિ થાય. આપણે તો બાપ છ દગીએ હાથમાં કડછી કે સાવરણી ઝાલી નથી, ને નહિ ઝલાય. ચુલાનો તાપ ને ધુમાડો વેઠ્યો નથી ને નહિ વેઠાય, બન્યું! રોજ ઉઠીને આ શા વૈતરાં!"

"ત્યારે શું હું રાંધુ?"

"તે તમારે ફાવે એમ ફોડો, હું કાંઇ ન જાણું."

"પરન્તુ ગૃહરાજ્ય ગૃહદેવીઓ ન સંભાળે. તો પછી બીજું સંભાળે કોણ?"

"રામા, રસોઇયા. ભટ્ટ, ચાકર, નોકર...એમાં તે વળી સવાલ કેવા?

"ત્યારે ત્હને શું મેડી મૂકવા, આ ગૃહમંદિરમાં પધરાવવા આણ્યો ?

"ત્યારે શું પાણી ભરવા, વાસણ માંજવા, કપડાં ધોવા, તમારૂં ગદ્ધાવૈતરૂં કરવા ?"

"અલબત્ત. તમામ કરવા. નોકર પણ આપણે, અને શેઠ પણ આપણે. વખત આવે શેઠાણી થઈને ય ફરીએ. ને વખત આવે તો હાથેય કરી લઈએ. વખત વિચારીને વર્તે એનુંજ નામ માણસ. પોતીકા ઘરનું અને વરનું કામ કરવામાં તે વળી ન્હાનમ્ અને શરમ શાની ?"

"એ બધું મોઢે બોલવાનુંજ છે તો ! જરા કરી જુઓ, એટલે ખબર પડે. રસ્તામાં નથી પડ્યું."

"જો હાથેજ બસી બજાવવી હોત તો પછી વળી પાણીની પેઠે પૈસાનો ધૂમાડો કરી તમને શીદને અહીં આણત ! પોંખવા ? ત્હારા બાપને કહેલું હતું ને, કે કોઈ ત્હારા લાડકોડ પૂરા કરે એવા લખપતિનો દીકરો અગર ધરજમાઈ ત્હારે માટે......"

"બાપ બિચારા શું કરે ? બાપે તો સારૂંજ જોયું'તું તો ! પણ અમારાં નસીબજ ફુટેલાં ત્યાં પછી કોઈ તે શું કરે ?"

"તો હજુય શું બગડી ગયું છે ! હું ન ગમતો હોઉં, તો રહ્યો મ્હારે ઘેર. ગોજ ફેરીને આવાં નાટક-તમાશા બજાવી આખા ગામને ભેગું કરવા કરતાં તો કોઇ બારેખમ આસામીનો હાથ પકડી લે, અને છેડાછેડી ગાંઠી દેને, કે પત્યું. આપણી ન્યાતમાં પુનર્લગ્ન ફારગતી (ફુટાછેડા) અને એક પર બીજો ધણી ક્યાં નથી થતો ? અને તેમ છતાં ત્હને મ્હારૂં જીવન વચ્ચે નડતું હોય, આડે આવતું હોય, તો એવું કંઈક ખવડાવી દેને, કે મેદાન સાફ થઈ જાય."

"અહુ સારૂ, તમને પૂછીશું."

કાકીને લઇ એ રસોડામાં ચાલી ગઇ. જમવાની બે કલાકની રજામાં હું બી. એ. નો ખાનગી અભ્યાસ કરતો હતો. એથી એક થોથું લઈ ઉકળેલા મગજને આરામ અને શાન્તિ આપવા હું આરામ ખુરસીમાં પડયો, અને હજુ તો પૂરા બે પાના ઉપર પણ આંખ નહિ ફરવી હોય, ત્યાં તો ફરી પાછો એવોજ ભયસૂચક તોપનો ધડાકો થયો. મ્હેં ચોપડીમાંથી બ્હાર જોયું, તો એજ રેડ ડેન્જર સીગ્નલ ! ( લાલ દીવો. )

"ચાલોને હવે, હજુ જમવું છે કે નહિ ? ચોપડામાંથી કયારે પરવાર આવવાનો છે ? થોથાં વાંચશો, એટલે થયું, પેટ ભરાઇ જશે; કેમ ?"

"એ બધી પંચાત અને વકિલાત ત્હારે શા માટે જોઇએ ? ત્હારે ખપ જેટલી વાત, વધારે લાંબી-ટુંકી ન કરવી."

"ઓહો !" શબ્દનો માર્મિક ટોણો પ્રત્યુત્તરમાં મ્હારે કાને અથડાયો. આજ મ્હારૂં વાંચવામાં બરાબર ચિત્ત પણ ઠેકાણે ન્હોતું. હું ચોપડાને પાછા ટેબલ ઉપર પટકી રસોડામાં જઇ પાટલે ગોઠવાયો. શાક પિરસતાં મ્હારા વહુજીએ મ્હને મનાવી લેવા સવાલ કર્યો: "કેમ ! કેવું થયું છે ?"

"ઠી...ક..."

"કોઈ દિવસ સારૂં તો થતુંજ નથી !"

હું શું કહું ! મ્હારૂં કપાળ ! ખીચડી બનાવેલી, તે તો મ્હારા મહેરબાન ! નર્યો જાણે પીળા રંગનો બીરંજ જોઇ લેવો ! અને પાણી

પોચી તો એટલી કે અંદર જાણે છૂટા ઘીની ધાર ! (રેલમછેલ) દાળ-ચોખા ચડેલા પણ અધકચરા, તેમજ ન મળે શાકમાં સરસવાદ કે મરીમસાલાના ઠેકાણા. કે ન મળે કઢીમાં વધારના ઠેકાણા ! મ્હેં કહ્યું: "આ ખીચડી પીરસવી રહેવા દે. રાતને માટે રોટલી વણી મૂકી હોય, તો તેમાંથી બે ચાર મૂક."

"ત્યારે ખીચડી ક્યાં ઉકરડે નાખું ?"

"ના...ના...તે પણ થોડી ખાઇશ. તુ એમ વાતવાતમાં તરડાઇ ને મરડાઇ શાની જાય છે ?"

પછી મ્હારા ભાણામાં કંઇક ખખડયુ. મ્હારા મનમાં બહુ બહુ થાય છે, કે તમને હું સારી રીતે સમજાવું, પણ અફસોસ ! આખા નર્મકોષ ઉથલાવવાં છતાંય મ્હને એવો એકેય યોગ્ય શબ્દ ન જડયો. ભૈયાજીની બાટી તો નહિ, પરન્તુ જાડા લઠ્ઠ ચોપડા અગર તો ખરી ખાંગડ જેવી (અર્ધાં બળેલી) અર્ધી ધોળી અને અર્ધી કાળી એવી દ્વીરંગી ( Every thing has two sides. Black and white both.) ભાખરી કહું તો લગીરે અતિશયોક્તિ નથી. ચમડી તૂટે પણ એ ચોપડું ન તૂટે. અને એના ગોળાકારનું તો પૂછશો જ મા ! એક બાજુ નાક તો બીજી બાજુ કાન કાઢેલા ! પરન્તુ આ કંઈ મ્હારે માટે આજ નવાઇની વસ્તુ કે વાત ન્હોતી. મ્હને તો હંમેશનો જ એનો મ્હાવરો હતો. હજુ હું એટલો સદ્ભાગ્યશાળી હતો કે બેશક જેલથી મ્હને સારો ખોરાક મળતો હતો. સદાનો સહવાસ પડેલો એટલે આજ ફુલકા ખાવા ટેવાયલો હું જડરાગ્નિને એનું ભક્ષ આપવા મંડયો. છતાં કોણ જાણે કેમ ! તે આજ ખાતાં મ્હારાથી ખડખડાટ હસાઇ જવાયું: "આ...હા...હા...હા...આ...રોટલી !"

"કેમ ! શું થયું છે એને ? તાવ આવ્યો છે ?

જવાબ તો મ્હારે હોઠેજ આવીને અટકેલો હતો. કે લાવને, એને કહી દઉં, કે "આ વ્હાલી ન્યુ રંગીન અકલાતુન ડીઝાઈન પ્રદર્શનમાં મૂકવા લાયક છે. ધન્ય છે એની રચનારીને અને અહોભાગ્ય છે એના આરોગનારને !" પણ એ શબ્દતીર જીભલડીના ધનુષ્ય પરથી છૂટ્યા પછી એનો અંજામ કેવો ભયંકર આવશે ! એની મ્હને પૂરેપૂરી માહીતી હતી, એટલે એ વિચાર પાછો મનમાંજ માંડી વાળતાં હું ડોકું ધૂણાવી બોલ્યો: "કશું નહિ. એ તો સહજ. અમસ્તો...**ઘડીભર ગમ્મત.**"

અને રોટલી હાથમાં લઈ હું ધારી ધારીને એની નમૂનેદાર વક્ર ભુજાખાનની લાવણ્યતાનું પાન કરતો હતો, ત્યાં તો **મહામાયા** ફરી ફૂંફાડ્યાં: "ત્યારે પછી જુવો છો શું ? બોલતાં કેમ નથી ? એમાં તે એવું શું ધારી ધારીને જોવા જેવું છે ? ઝેર તો નથી નાખ્યું ને ?"

મ્હેં મંદ મંદ મલકાતે મુખડે જવાબ વાળ્યો: "દેવી ! તું એમ ઉતાવળી ન થા. ધાંધાધાટ ન કર. જો તું જરા ડાહી અને સમજુ થઈ મ્હારૂં કહ્યું માને અને જરા બરાબર ધ્યાન આપીને, કાળજી રાખીને રાંધે, તો હું ધારૂં છું કે તું આજ રોટલી બરાબર ગોળ અને પાતળી વણી શકે. નહિ ?"

"તે અમને તો જે આવડે છે તે એ છે. તમારે ખાવું હોય તો ખાવ, નહિતર ઉઠીને ઉભા થાવ. ફેન્સી વણીને મૂકે એવી લઈ આવો."

"પણ ત્હને આમ વાતવાતમાં વાંધા-વચકા શાનો પડી જાય છે ?"

"ત્યારે શું ? બળ્યા ! અમારો તે મુઓ કંઈ અવતાર છે ? એ તો એકલા હો ને, તો હમણાં ખબર પડી જાય. એવું એવું તે

સંધીને હાંકનાર છે કોણ ? તે તો મ્હને કહો. આ બધી વરણાગી અને ચુંધી ઘડીના છઠ્ઠા ભાગમાં ઉડી જાય."

*   *   *   *   *   *   *

આજ લગી અને અત્યાર સુધી તો મ્હેં આ બધી વાત હસવામાં ઉડાડી, મોઢાની લગામ છેકજ ઢીલી મૂકી માથે ચઢાવી, પણ એ માટે હવે હું પસ્તાવા લાગ્યો. ચમત્કાર ત્યાંજ નમસ્કાર. **यत्र नार्यस्तु पूज्यन्ते** નહિ, પરન્તુ **ताड्यन्ते रमन्ते तत्र देवताः** ! એ સૂત્રની આવશ્યકતાનું ભાન મ્હને આજેજ થયું. "હશે, ઘડાશે એટલે આગળ જતાં એની મેળે ઠેકાણે આવી જશે." એ આશા અને ધારણામાં હું સજ્જડ ઠગાયો. એ તો પ્રાણ ને પ્રકૃતી સાથેજ જાય. કુતરાંની પૂંછડી છ માસ જમીનમાં દાટી રાખોને, તોય પાછી વાંકી ને વાંકીજ !

ક્રોધમાં ને ક્રોધમાં ભાણા ઉપરથી ઉઠી જઈ મ્હેં હાથ ધોઇ નાખ્યાં : "આહા ! શું રૉફ ! મીયાંકી બંસકુ ડોયું કયું કહેના ? રોજ 'જાઉં જાઉં' કરી નાચ નાચે છે, અને બ્હીક બતાવે છે, કેમ ? જા, ત્હારા બાપને ત્યાં, કાલે જતી હોય તો આજેજ, હમણાંજ, અરે અત્યારેજ ચાલતી થા. આ રહ્યો મ્હોટો સરિયામ રસ્તો. ત્હારા વગર શું અડયું રહેવાનું છે ? થોડું કંઈ કાચું ખાઇશું ? લે વળી, નહિ બોલતો હોઇશ ત્યાં સુધી, કેમ ? એટલે તું ત્હારા મનમાં શું સમજે છે ? આપણા મનમાં કે કોણ બોલે ? રોજ ઉઠીને કોણ કંકાસ કરે ? આ તો જેમ જેમ નમતી દોરી મુકું છું, તેમ તેમ છેકજ માથે—છાપરે ચઢતી જાય છે. જાવ...સિધાવો... ગોળ રોટલી વણતાં આવડે, અને એક પરણેલી સ્ત્રીના તેના પતિ પ્રત્યે શા શા

ધર્મો છે, તે સમજતાં શીખો, ત્યારેજ પધારજો. સમજ્યાં? મહાદેવી! સિધાવો..."

મ્હેં ન્હોતું ધાર્યું, કે મ્હારા શબ્દો ભીંત ઉપર અફળાઇનેજ પાછા ફરશે, અગર હવામાં અદ્ધર ઉડી જશે. 'બ્હેરા આગળ શંખ' મ્હારા શબ્દોની અસર એ પ્રબળા અબળાના પત્થર હૃદય ઉપર મ્હારી ધારણા કરતાં વળી કંઇ વિચિત્રજ થઇ. મ્હેં તો ધાર્યું હતું, કે જરા ઉપર ઉપરથી દમદાટી દેખડાવીશ, એટલે નરમઘેંસ અને પાધરીદોર જેવી થઇ જશે, કયા એના બાપને ત્યાં એમ ચાલી જવાની હતી? પણ અફસોસ! અત્યારે મ્હારે માટે તો એ મ્હારા શબ્દોએ 'કાગનું બેસવું અને તાડનું પડવું' એવીજ ગતિ સારી.

રાણીસાહેબે તો ચઢેલે મોઢે એકદમ દિવાનખાનામાં પડેલી એમની ટ્રન્કમાં એમનાં તમામ કપડાંલત્તાં ગુપચૂપ પેક કરી દીધાં. ડાકીને કેડમાં મારી એ મ્હારા વહુજી તો આગળ પાછળનો જરા પણ વિચાર કર્યા વિના, મ્હને જરા જેટલુંય પૂછ્યાગાછ્યા વિના એમને એમ પિએરને પંથે પડયાં. હું તો એનું મોઢુંજ ટીકતો રહ્યો! એને જતીજ જોઇ રહ્યો! "આ શું? સ્વપ્ન કે સત્ય?"

મ્હારી આખી જીંદગીમાં આજ હું પ્હેલવ્હેલો રોયો. ધોધમાર વરસાદ વરસાવી એ ઝબકતી વિજળી અણધાર્યો ચમકારો કરી પાછું અંધારૂં કરીનેજ આકાશમાં અદ્રશ્ય થઇ ગઇ. પછીજ મ્હને વિચાર આવ્યો, કે ગમે એવી પણ એ મ્હારી ગૃહદેવી હતી. મ્હારા અંધારા ઘરમાં એ ઝાંખો ઝાંખો પણ દીવો હતો! મ્હેં ખોટું કર્યું, ભૂલ કરી, જરા ઉતાવળ કરી, નાદાની કરી, સાહસ કરી નાખ્યું. પણ હવે એ ભૂલને સુધારવાનો ઉપાય હતો? "Done is done, it cannot

be undone." બનનાર બની ચૂકી હતી. નેવનાં પાણી તે વળી ફરી પાછાં મોભે ચઢયાં કો દી સાંભળ્યાં છે ?

તેજ દિવસથી મ્હારૂં પણ મગજ બ્હેર મારી ગયું. મ્હને એના ઉપર તિરસ્કાર આવ્યો. મ્હેં પણ નિશ્ચય કરી નાખ્યો, કે બસ અસહકાર. સ્હામે બોલાવવા તો નજ જવું. એની હજારવાર ગરજ હોય, તો આવે, નહિ તો કંઇ નહિ.

બે દિવસ, ચાર દિવસ, આઠ દિવસ, મહીનો મ્હેં એના પાછા ફરવાની રાહ જોઇ. પણ ન મળે કાગળ કે પત્ર. આખરે હું હાર્યો. ઘરખટલાની જંજાળે કંટાળ્યો. માંડેલું ઘર, નોકરી અને અભ્યાસ એ ત્રીપૂટી-સંગમે હું અકળાયો—ગભરાયો. રાંધવા—કુટવાની કડાકુટમાં પડતાંજ મ્હને એનાં અનુભવી વચનબાણોની કીંમત સમજાવા લાગી. આખરે નમાલો-વહુઘેલો, તમે જેવો ગણો એવો હું કાળું મોઢું લઇને સાસરે એને સ્હામે તેડવા ગયો. અને એને મનાવીને, એની માફી માગીને, એના બાપને પગે પડીને એને પાછી તેડી લાવ્યો.

બિરાદરો ! તમને શું કહું ? બાયડી આગળ મ્હારા બી. એ. બનેલાનું અડગ નાક નીચું નમી ગયું. મ્હેં સાત વાર જખ મારી. ભગવાન તોબાહ્ આવી ભામાઓથી !

હજુએ હમારૂં સંસાર-ગાડું એવું ને એવુંજ હાલ્યું જાય છે. વચ્ચે વચ્ચે ઢેકાઢળીયાં અને ખાડાટેકરાં આવી જતાં કદી કદી ઉંચું નીચુંયે થાય છે, છતાં અમે નરમગરમ થઇને ચલાવી લઇએ છીએ.

બે ચાર કીકા-કીકીની મા બનતાં મ્હારી બોતન હવે તો કંઇક ઘડાઇને સુધરી છે. અને પ્હેલાં જે તદ્દન કડવી ઝેર જેવી હતી, તે હવે કદી કદી વ્હાલી હીમ જેવીય લાગે છે. છતાં કોઇકોઇ વખત

હજુ જ્યારે **એનું** મગજ ખસે છે, ત્યારે ત્યારે તરતજ હું બે **હાથ** જોડી ભગવાનની સ્તુતિ કરી લઉં છું, કે "તોબાહ્ પરમેશ્વર! આવી પ્રમદાઓથી તોબા! ભગવાન આવી **મ્હારા વહુજી** જેવી ભામા કોઈનેય કોઈ કાળેય પાલવે-પાને ન પાડે! કન્યા કેળવણીના કટ્ટા શત્રુ હિન્દુ સંસાર! કાનો હોય તો સાંભળ, અને આંખો હોય તો ઉઘાડ અને અવલોક!

—: કેળવણીવિહીન કન્યા-જીવનનાં કડવા અનુભવ! કડવાં ફળ! :—

---

* પુષ્પ આઠમું. *

# હજીરાના હવાપાણી

[ એક અર્થસૂચક રસિક સ્વપ્ન.



—— પ્રયોજક:—" પુષ્પ." ——



નડિયાદ. "ભાણાવળી." તા. ૯-૨-૨૬.

# "પુષ્પ"ની પ્રસિદ્ધ કૃતિઓ.

સમાજની સંધ્યા [સામાજીક]
ઝેરની પ્યાલી ,,
વીણા વેલી ,,
નવલશા હીરજી [મળતી નથી]
જળસમાધિ ,,
અભાગીની લક્ષ્મી [કાવ્યમાં]
સુધરેલી સરલા ,,
રાજા ભરથરી ,,
દાનેશ્વરી કરણ ,,
ભક્ત સુરદાસ [ધાર્મિક]
ભક્તરાજ પ્રહલાદ ,,

પૃથ્વીરાજ ચૌહાણ. [ઐતિહાસિક]
રંગમાં ભંગ [કાવ્યમાં ,, ]
રાક્ષસી ફંદો [ડિટેકટીવ]
ખુની કોણ ? ,,
લાલનો એક્કો ,,
ચોકટનો એક્કો ,,
જળકુમારી ,,
સરોવરની સુંદરી ,,
મહાદેવીની મૂર્તિ ,,
શયતાની લીલા ,,
ધી ફેસ મેજીસ્ટ્રેટ [હાસ્ય]
ધૂમ. ગમ્મત ,,

* ઉપરની કોઈ પણ કૃતિ મેળવવા માટે નવ આનાની ટીકીટો બીડો *
**"શ્રી નવજીવન પુસ્તકાલય."** ટાવર રોડ–**સુરત.**

---

## —* ફક્ત સવા રૂપીઆમાં *—

નીચે લખેલાં રૂ ત્રણની કીંમતનાં ૭ પુસ્તકો. ફક્ત **પચાસજ** ગ્રાહકોને:–

(૧) **અઘરા દાખલા–ટી–ખુલાસા સહીત.** પાના ૫૧૫. ઘણા અંગ્રેજ–ગુજરાતી ગણિતોમાંથી ચુંટી કાઢેલાં ૧૫૦૦ દાખલા ગણવાની રીત સાથે રૂ. ૧–૦–૦

(૨) થર્ડ ગ્રેડ પ. સ. સ. પરીક્ષાના ગણિતપ્રશ્નો–ગણી બતાવેલા ૦–૩–૦

(૩) વણિક સંસાર સુખમય કરવાની યોજના. મૂલ્ય:–અમૂલ્ય.

(૪–૫) **મેટ્રીક્યુલેશન** પરીક્ષાના **એરીથમેટીક** તથા **આલજીબ્રા** પેપર્સના સોલ્યુશન સાથે. રૂ. ૦–૮–૦

(૬) 'ઘડીભર ગમ્મત.' રૂ. ૧–૦–૦ શ્રી. "પુષ્પ"ની નવલકથા.

**કાન્તિલાલ પરભુદાસ કિનારીવાળા.** સૈયદપુરા–ચાવશેરી–**સુરત.**

# જી! જરા તીરછી નજરિયાં!

(૧) તમારે ગુજરાતી હિંદી મરાઠી, અંગ્રેજી યા સંસ્કૃત ભાષામાં ન્હાના યા મ્હોટા કોઈ પણ જાતના પુસ્તકો વેચાતાં અગર **મફત વાંચવાને** જોઈતાં હોય તો! (૨) તમારે ઘેર ભણીને નકામા થઈ પડેલાં નિશાળના કોઈ પણ લાઈનના, કોઇ પણ ભાષાના નવાં તેમજ જુનાં પુસ્તકો **સારી કીંમતે વેચાતાં** આપવાં હોય તો!

(૩) તમારે ઘેર ખાનગી અભ્યાસને માટે અગર તો ગામડાની કે શહેરની નિશાળે ચાલતાં ભણવાના નવાં અથવા જુનાં (સેકન્ડ હેન્ડ) પુસ્તકો **બેહદ સસ્તી કીંમતે** ખરીદવાં હોય તો!

“શ્રી સરસ્વતી મંદિર,”

[કણપીઠ બજાર, સુરત.]

(૪) તમારાં તૂટેલાં ફાટેલાં અને બગડેલાં પુસ્તકો **અપ-ટુ-ડેટ** રીતે **બંધાવી નવા જેવાં** કરવાં હોય તો!

# પુષ્પ આઠમું. હજીરાના હવાપાણી.



નહિ...નહિ...બસ એ તો એજ. માણુસાજ મુસાફરીએ નિકળે છે, કંઇ જનાવરો નથી નીકળતાં, અને બસ તેજ પ્રમાણે આ સેવક પણ હજીરાની હવા ખાવા જવાના, જવાના ને જવાનાજ. લે બોલ, તું કહી રહી ? સાક્ષાત્ બ્રહ્મા પણ મ્હારો આ નિશ્ચય હવે ફેરવવા શક્તિમાન નથી.” ઘેલાભાઇએ તેલની ઘાણી ઉપર બેઠાં બેઠાં પોતાની એકની એક અર્ધાંગના ગંગાને પોતાનો આ પ્રોગ્રામ સંભળાવી દીધો.

વાતનો મુદ્દો એમ હતો, કે ઘેલાભાઇ જ્ઞાતિએ ઘાંચી હોવા છતાં જરા ચાર ગુજરાતી થોથાં ભણેલા હતા, એટલે પહેરવા-ઓઢવામાં જરા શોખીન અને સ્વચ્છ હોવા ઉપરાંત એમને કંઇક વાંચવા લખવાનો પણ શોખ હતો. ન છૂટકે એમણે જો કે પોતાના બાપદાદાનો વંશ પરંપરાથી ઉતરી આવેલો આ તેલની ઘાણીનો ધીકતો ધંધો ન્હાનપણથી જ વધાવી લીધો હતો, છતાં એમના ભણ્યા પરન્તુ ગણ્યા નહિ જેવા પ્રારબ્ધ જન્મસંસ્કારે એમનું ચિત્ત ચકડોળે ચઢાવ્યું. ગઈ કાલેજ

એમણે સુરતના પ્રસિદ્ધ અઠવાડિક પત્ર "પ્રતાપ"માં એમ વાંચ્યું કે સ્વર્ગ-વાસી રાજકવિ કલાપીએ કાશ્મીર જઇ જોઇ પાછળથી **કાશ્મીરનો પ્રવાસ** એ નામનું પુસ્તક લખ્યું, અને એને લઇને એઓ બહુજ પ્રકાશમાં આવ્યાં.

અને એટલું વાંચ્યા પછી આપણા ઘેલાભાઇનાં મગજમાં પણ એજ પવન ભરાયો, એજ ભુત ભરાયું. દિવસે ઘાણી ઉપર બેઠાં બેઠાં અને રાતના સુતાં સુતાં ઉંઘનાં પણ એમને એનાજ સ્વપ્ના આવવા લાગ્યાં. એટલે સ્હવાર પડતાંજ એ ઉછળતાં ઉર્મિભર્યા હૃદયે પણ સાક્ષર શ્રી. કલાપીનુંજ અનુકરણ કરી પ્રસિદ્ધિમાં આવવાનું નક્કી કર્યું. પોતાના બાપદાદાના સનાતન ધંધાને એમણે સાષ્ટાંગ દંડવત્ કરતાં પોતાનો જંગી પ્રોગ્રામ પોતાની ગૃહલક્ષ્મી ગંગાને કહી સંભળાવ્યો.

"સાંભળ્યું કે ?"

"શું કહો છો ?"

"આ ત્હારો ભણેલો ભરથાર આજ રાત્રેજ **હબશા**ના પ્રવાસે ઉપડી ત્યાંથી પાછા ફરી એક પુસ્તક લખી નામાંકિત થવા માગે છે."

"હવે બેસો બેસો. ડોબાના પુંછડાં આમળતાં આમળતાં વળી એ શું ઘેલું લાગ્યું ?"

"તું અભણ અનએજ્યુકેટેડ ઓરત! એ સાહિત્યના ગહન વિષયને ન સમજી શકે. ગાંડી! જો આપણે પણ મ્હોટા લોકોની માફક મુસાફરી કરીને પ્રવાસ-ફવાસ જેવું કંઇક ઘસડી મારીએ તો આપણા પણ માનવંતા મુબારક નામ છાપાઓમાં બ્લોક ટાઇપનાં ફોટાઓ સાથે છપાય. આહાહાહા! પછી આપણો ઑ (ભપ) શું પડે ? અને લોકો પણ જાણે કે "હુંય કંઇક છું, મ્હારામાં પણ કંઇક છે." કેમ બોલી

નહિ ? હે અલી ! નહિ તો દુનિયા શું જાણે કે આવી અફલાતુન મંગળ મૂર્તિઓ પણ ખૂણેખાંચરે અણપૂજી દટાયેલી છે ?"

કચરાપટ્ટીમાંથી ઝંપ દેતા કે બહાર આવી કોહીનુરની માફક ઝમકવાની લાલસાએ સેવક બ્હાર તો પડ્યા. પત્નીને પોતાનો પ્રોગ્રામ પણ ફાંફ્માં ને ફાંફ્માં સંભળાવી દીધો, પણ જમાનાની ખાધેલ મ્હારી ગંગલીને મનાવવી એ કંઈ જેવી તેવી સ્હેલ વાત ન્હોતી, છતાં આપણા ભણેલગણેલ ભેજાંને પ્રિયતમા ગંગાને સમજાવી-પટાવી મહીયર ભેગી કરતાં બહુ મુશ્કેલી ન નડી. હવે સેવક **હજીરાના હવાપાણી**એ જવા ગાંસડાપોટલાં બાંધવા મંડયાં.

'પબ્લીકમાં પ્રકાશમાં આવીશ:' એ વિચારે બંદાની ખોપરીમાં બમણો પવન ભરાયો, ને છાતીના પાટીયાં તો ગજ ગજ ઉંચાં ઉછળવા મંડયાં. પેટી ઉપાડતાં ડોરાં ને કકડતાં ધોએલાં સફેદ કપડાં પ્હેરતાં કે સેવક રાતોરાત ઈસ્ટેશને દોડ્યા. સમય સુમારે સાડા આઠનો હતો. ગાડી ક્યારે આવે છે ? ને ક્યારે જાય છે ? તે જાણે મ્હારો બાપ. રામ ભરોસે જે બને તે ખરી. જીંદગીમાં કોઈ દિવસ મુસાફરીએ નીકળ્યો હોઉં તો આજે પ્હેલબહેલો. એટલે ક્યાં જવું ? કેવી રીતે જવું ? કેમ જવું ? એ બધું અલ્લાહને આશરે હતું, છતાં 'દેખ લેંગે' એ વિચારે આંખ મીંચી હું સ્ટેશન તરફ દોડ્યો. હું પૂરપાટ દોડતો હતો, ત્યાં તો એક અક્કલનો ઓથમીર ઓળખતો બાઇબંધ અપશુકનીઓ થઇને રસ્તામાંજ ફુટી નીકળ્યો. ઘેરથી નિકળતાં એક તો ગાયને બદલે ગોધાના, સૌભાગ્યવતી કે કુમારિકાને બદલે " ઓ મ્હારા બાપરે "ના મરમભેદી પોકો પાડતાં નેદીએ ન્હાવા જતાં રાંડેલાં-માંડેલાં બૈરાંઓના અને બિલાડીના નહિ તો એના બાપ બિલાડાના પણ અપશુકનો તો

તો થયાજ હતા, તેમાં વળી એમનો નંબર કેમ જાણે અધૂરો હોય તે ફમેરાયો. એ ગુંદરીયાં અને વાતુડીયાં મીસતરે બિલ્કુલ તોછડી ભાષામાં મ્હને પબ્લીકમાં મ્હોટી બૂમ મારી મ્હારૂં પોઝીશન ડેમ કરી નાખ્યું.

"અરે ઘેલુ! કેમ! કેમ! અત્યારે કઇ તરફ? ક્યાં ચલાવ્યું?"

"ત્હારા બાપને ત્યાં. અક્કલટપ્પુ! ભમતા ભૂતની માફક તું વળી ક્યાંથી ફુટી નીકળ્યો? ચાલ ખસ. જરા જાહેર રસ્તા ઉપર કોઇને કેમ બોલાવવો, તે સભ્યના શીખ. ફક્કડ શું...આમ..." કહેતો કે હું એને ધક્કો મારી દોડયો.

"પણ ઉભો તો રહે, મ્હારે ત્હને જરા એક ખાસ...ખાનગી વાત..."

પણ એના એ ખાવુ-ધી શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કરી હું તો પવનવેગે પચાસ હોર્સ પાવરની સ્પીડે દોડયો. મ્હને આમ કોઠું આપ્યા વિના છ પાંચ અગિઆરા ગણી જતાં જોતાં એણે કાન ફાડી નાખે એવી ભીમસેની પ્રચંડ બૂમ મારી...અરે ઓ ઘેલા!..."

એનો ગાઢસી પડ્યો! યા અલ્લાહ! બીજુ ગુલામબાબા મીલનુ રાક્ષસી ભુંગળુંજ સમજી લ્યો. "અરે ત્હારી વાતને શું કહું? અને ત્હને પણ સાથે...સાથે..." એમ મનમાં ને મનમાંજ હું એને સો બંસો સરસ્વતીના કલ્યાણકારી શબ્દો વડે નવાજતો ડબલ પંજાબ મેલની સ્પીડે દોડયો. પણ એમ આંધળા ઉંટની અને માતેલા સાંઢની માફક વગર ચસ્મે હું આંખ મીંચીને પાછળ જોતો આગળ ચાહોમ ધસ્યો જતો હતો, ત્યાં તો અધધધધ! એકદમ એકસીડન્ટ થયો. યા પરવર દિગાર! શુક્રે ઇલાહી! ખુદાતાલા! બહુ ઉતાવળે બળી નહિ સારી તો!

સેકન્ડહેન્ડ ભાડુતી ખરીયા ખરખર જેવી બાઇસીકલ ઉપર સ્વારી કરનાર અને સેવક બંને સાથેજ ધબાયનમ્!! લબોધરમ્! દેવી

વસુંધરાને મ્હેં તો કેવળ લાંબા પડી સાષ્ટાંગ દંડવત્‌જ કર્યા, પરન્તુ પેલા બાઇસીકલ ઉપર બેસનાર અપ-ટુ-ડેટ જેન્ટલમેનનો સીન તો આબાદ જોવા જેવો અરે ફોટો પાડવા લાયક થઇ ગયો હતો. કાદવથી પચરંગી ચટાપટા વડે શોભતો એમનો નમૂનેદાર ડ્રેસ ! એમની બાઇની સીકલ જેવી થયેલી સીકલ ! અને નાકમાંથી સડસડાટ વ્હેતું રાતા સમુદ્રનું પાણી ! ( લોહી. )

પ્રવાસ તે આનું નામ ! શું સમજ્યાં ! જહ્નુ ઋષિએ જાંગમાંથી જાહ્નવી યાને ગંગા નદી કાઢેલી એમ મ્હેં તો શાસ્ત્રના પાન ઉપરજ વાંચેલું, પરન્તુ આજ તો નાકમાંથી આખા રાતા સમુદ્રને નીકળતો મ્હેં નજરોનજર સગી આંખોએ જોયો. ગજવામાંથી ડાયરી કાઢી મ્હારા પ્રવાસનો આ પ્હેલો યાદગાર અને અફલાતુન નમુનો હું નોંધી લઉં, ત્યાં તો મ્હારી સવા બાર શેરની નવીજ બંધાવેલી પાઘડી ઉપર ધડાક દેતો કે એક ધપ્પો પડ્યો. હું રૂવાબથી ઉંચે જોતાં અને સ્હામે થતાં દુશ્મન તરફથી ધસી આવતા દારૂગોળાના મારને પ્હોંચી વળવા તથા મ્હારો બચાવ કરવા હવે મુઠીઓ વાળી પાછલે પગે બહાદુરીથી પાછા હઠી ભાગવાની શરૂઆત કરવાને તૈયાર થઇ ગયો.



## સમાપ્ત.

( કુલ પાના ૧૬૪ )

